વાની જરૂર છે) વાસ્તવિક સ્થિતિ શી છે, તથા તેની સુધારણાને અર્થે સરકાર તરફથી કયા ખાસ ઉપાયો લેવાવાની આવશ્યકતા છે એ વિષય તરફ પણ તે નામદાર રાજપત્નીનું ખાસ લક્ષ દોરવાની ઘણી જરૂર છે. હિંદી સ્ત્રીઓને સ્ત્રીકેળવણીનું કયું સ્વરૂપ વિશેષ અનુકૂળ છે તે નક્કી કરી તે જ પ્રમાણે કન્યાઓને કેળવણી આપવામાં તથા દેશમાં કન્યાશાળાઓની સંખ્યા ઘણી વધારવા માટે અને પ્રજા કેળવણી આપવાને વિશેષ દોરાય એવા ઉપાયો યોજવા માટે નાણાંની પુરતી મદદ આપવામાં-અત્યાર સુધીમાં સરકારે કેટલું ઓછું કર્યું છે તે બાબત તરફ;-રેલવેની મુસાફરીમાં ત્રીજા વર્ગની સ્ત્રીમુસાફરોને વેઠવી પડતી અનેક અડચણો તરફ;-પુનર્વિવાહ કરવાનું ન પસંદ કરનાર નિરાધાર હિંદી વિધવાઓનું જીવન ઉન્નત કરવા અર્થે તેમને લાયકના ઉદ્યોગો શિખવાના સાધન તરીકે દેશના જુદા જુદા ભાગોમાં ઉદ્યોગશાળાઓ સ્થાપવા તરફ;-મુંબાઇની આ પ્રતિનિધિ રૂપ ઉભી થયેલી સ્ત્રીસમાજે રાજકુટુંબનું ધ્યાન ખેંચવાની અગત્યતા વિષે જેટલું બોલીએ તેટલું ઓછું જ છે. તેના પરિણામે હાલ તરત નહિં તો થોડાક સમય પછી પણ તે તે માર્ગે દેશનું વાસ્તવિક હિત થવા સારો સંભવ રહે છે. અને મુંબાઇની આ હિલચાલ સાથે સંબંધ રાખનાર પુરૂષો તથા સન્નારીઓ અમારી આ સૂચના વિષે યોગ્ય વિચાર કરશે એવી આશા છે.

પાન્થ, બન્ધુસમાજ.

મુંબાઈ ઇલાકામાં મુસલમાન કોમમાંથી મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં અત્યાર સુધીમાં પ્હેલી જ પાસ થનાર ગુલબાનુ ઇસમાયલ જાનમહમદનામની બાળાને મુંબાઇની અન્જુમને ઇસ્લામ ( મુસલમાની સમાજ ) તરફથી મ્હોટો મેળાવડો ભરી ઇનામ તરીકે એક ચાંદ આપવામાં આવ્યો હતો. તે સ્વીકારતા આ છોકરીએ ઘણો સારો નમ્રતાભર્યો જવાબ લખી મોકલ્યો હતો.

મુબાઈ એલેક્ઝાન્ડ્રા નેટીવગર્લ્સ ઇંગ્લીશ ઇન્સ્ટીટયુશન ( મુંબાઇની હિંદી કન્યાઓને ઇંગ્રેજી શિક્ષણ આપનારી શાળા ) ની કન્યાઓને ઇનામ આપવાને ચાલુ માસમા મેળાવડો ભરવામા આવ્યો હતો, તે વખતે વચાયેલા રીપોર્ટ ઉપરથી જણાય છે કે તે શાળામાં ૧૪૧ વિદ્યાર્થીઓ હતી, જેમાની ૧૧૫ પારસી, ૨૩ હિંદુ અને ૩ મુસલમાન હતી. તે શાળામાંથી ૭ વિદ્યાર્થીઓ મુંબાઇની ગઇ મેટ્રીક્યુલેશનની પરીક્ષામા બેઠી હતી તેમાથી ૫ પારસી અને ૧ દક્ષિણી મળી ૬ પાસ થઇ હતી ૫ મા, ૬ ઠ્ઠા, અને ૭ મા ધોરણની સર્વ કન્યાઓને અઠવાડીયામા ત્રણ વખત એક કલાક ગૃહશિક્ષણને લગતી કેળવણી આપવામા આવે છે

**સ્ત્રીસભાઓ**—આવતા નવેમ્બર માસમા નામદાર **પ્રીન્સ ઓફ વેલ્સ** ( ઇંગ્લાંડના પાદશાહના મ્હોટા પુત્ર ) પોતાના પત્ની સહિત મુંબાઇમા આવનારછે તે પ્રસગે તેનામદાર પ્રીન્સેસ ( રાજપુત્રના પત્ની ) ને મુંબાઇની સન્નારીઓ તરફથી માન આપવા બાબત વિચાર કરવાને માટે આગેવાન હિંદી સ્ત્રીઓની એક સભા થોડાક વખત ઉપર બોલાવવામા આવી હતી.

ચાલુ માસની શરૂઆતમા વઢવાણમા **નાનચંદજીના** ઉપાશ્રય ( અપાશરા ) મા એક મ્હોટી સ્ત્રીસભા એકઠી કરવામા આવી હતી. તે વખતે શાળાના વિદ્યાર્થીઓ તેમજ અન્ય ગૃહસ્થોએ સારા ભાષણો આપ્યાનું કહેવાય છે એકઠી થયેલી સ્ત્રીઓની સંખ્યા લગભગ ૩૦૦ ની હતી.

**સંસારદૂષણ**—બાળાઓના ડોસા સાથે થયેલા કજોડ લગ્નો —

થોડાક સમય ઉપર ભાવનગરમા સરકારી શાળાનો એક શિક્ષક ૬૨ વર્ષની વૃદ્ધ વયે, પોતાની પ્રથમ પત્નીના હયાતી છતા પણ, પુત્રપ્રાપ્તિના લોભથી, ૧૨ વર્ષની એક કન્યા સાથે લગ્ન કરવા તૈયાર થયાની વાત બ્હાર પડી છે

મહીસુરના રાજ્યમાં પણ તેવો બનાવ બન્યો છે કે ત્યાંની એક ઇંગ્રેજી શાળાના વડા શિક્ષકે પોતાની ૮ વર્ષની બાળકીનાં લગ્ન ૫૪ ( ૯×૬=૫૪ ) વર્ષના ત્યાંની જ કન્યાશાળાના એક વડા શિક્ષક સાથે કર્યાં હતા તે બદલ તે રાજ્ય તરફથી તે બન્ને સસરાજમાઇને નોકરીમાથી બાતલ કરવામા આવ્યા છે

ગાયકવાડી રાજ્યમા આવેલા બાદરણ કસ્બામા એક વિદ્વાન લેઉઆ પાટીદાર ગૃહસ્થે પોતાની ૧૫ વર્ષની બ્હેનનું એક પૈસાદાર પુરૂષ, જેની ૫૫ વર્ષની પત્ની હયાત છે, તેની સાથે તે કન્યાની મરજી વિરૂદ્ધ લગ્ન કર્યું હતું શોક્ય તરફનો સતાપ અસહ્ય થઈ પડવાથી બળાત્કારે પરણાવેલી આ બાળા પીયર ન્હાસી આવી આથી તે પાટીદારે ૧૪ વર્ષની એક બીજી કન્યા સાથે તેના માબાપને પુસ્કળ ધન આપીને લગ્ન કર્યું છે

બીજા માણસોની જરૂર, તો પછી ન્હાના બાલકની શી રીતે તે સંભાળ રાખી શકે? એની સંભાળ રાખવામાં સ્વાભાવિક રીતેજ બેદરકારી થઇ જાય છે

માતાએ જાતે આપવાની કેળવણી એટલે ઉત્તમ પ્રકારનું નીતિનું અને શારીરિક શિક્ષણ, તે આ છોકરાંને આપવાની યોગ્યતા આવી માતાને શું પ્રાપ્ત થઇ હોય છે? છોકરાંની પ્હેલી નિશાળ માં તેમને સર્વ રીતે સુદૃઢ કરનારી, સત્ય ઉપર પ્રીતિ ઉપજાવનારી, દીન મનુષ્યો તરફ પરોપકાર કરતાં શિખવનારી, વડિલ વર્ગ પ્રતિ આદરબુદ્ધિથી વર્તતાં શીખવનારી, છોકરાંના કોમળ અંતઃકરણમાં સદ્‌ગુણોનું બીજ વાવનારી, છોકરાંની ખરી શિક્ષક તો માતાજ છે મ્હારે કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે કોઇ પણ સ્ત્રી સાધારણ રીતે ૧૮ થી ૨૦ વર્ષની ઉંમર થતાં સુધી માતૃપદને તથા ઉપર બતાવેલાં કર્તવ્યો બજાવવાને લાયક હોતી નથી પણ તેનું લગ્ન ન્હાનપણમાં થયું હોય, પારણામાંથીજ તેને મીંઢળ બાંધી દીધું હોય, તો પછી આ બાબતો તેનાથી શી રીતે બની શકે?

બાલવિવાહથી બીજો એક મોટો ગેરલાભ થાય છે ઇંગ્લાંડમાં દરેક કુટુંબમાં છોકરાઓને કદિ ઘેર રાખવામાં આવતા નથી વિદ્યાપ્રાપ્તિ અર્થે બીજે ગામ હોય છે અથવા ઉદરપોષણ માટે અન્ય દેશ મોકલવામાં આવે છે પરદેશમાંથી પૈસા કમાઇ આવ્યા પછી તેમનાં લગ્ન થાય છે અને ત્યાર બાદ તેમના સંસારની શરૂઆત થવાની, એટલે તે લોકો પરદેશમાંથી સંપત્તિ પેદા કરી લાવી પોતાના દેશમાં તેનો વ્યય કરે છે આમ કરવાથી તેમના પોતાના દેશની દોલતમાં સ્વાભાવિક રીતેજ વધારો થાય છે આપણામાં એકાદ દિવસ સારૂ મુંબાઇ જવાનું થતાં પણ જીવ ઉપર આવે છે, કારણ કે પાછળ છોકરાં અને સ્ત્રીનું લફરૂં વળગેલું હોય છે આને બદલે જો લગ્ન થયેલું ન હોય તો પછી પુરૂષ ગમે ત્યાં જવાને અથવા વેપારરોજગાર કરવાને સ્વતંત્ર થાય બાલલગ્નથી નિઃસત્વ પ્રજા ઉત્પન્ન થઇ દેશને નુકશાન થાય છે તેવીજ રીતે પૂર્વાવસ્થામાંથીજ પુરૂષોના પગમાં બાયડી છોકરાંની બેડી પડવાથી ફાવે તે ઠેકાણે જઇ પોતાની ઉન્નતિ તેમનાથી કરી શકાતી નથી આપણા દેશની પડતીનું આ પણ એક કારણ છે

શરીરસંપત્તિ એ બધી જાતની સંપત્તિમાં મુખ્ય પદે છે આરોગ્યપૂર્ણ મનુષ્ય દરિદ્રાવસ્થાથી બ્હીવાનો નહિ, જે કાચો પાકો રોટલો મળે તેજ પાચ પેટવાનથી પણ તેને મીઠો લાગવાનો રોગી મનુષ્યને બધું જગત નીરસ ભાસે છે ઐશ્વર્યપ્રાપ્તિ કરી લેવી, ઇજ્જતઆબરૂ મેળવવી, પોતાની માનસિક, નૈતિક સામાજીક, રાજકીય, અગર ધાર્મિક સુધારણા કરવી એ સુદ્ધાંતનો પુખ્ત આધાર શરીરના આરોગ્ય ઉપર રહેલો છે આ શારીરિક સ્વાસ્થ્યની પુરૂષોની પેઠે આપણે પણ આવશ્યકતા છે કેમકે પુરૂષ બ્હારથી અન્ન વગેરે મેળવી લાવે છે, તેને વ્યવસ્થિત રીતે તૈયાર કરી તેમના સમક્ષ મુકવાનું કામ આપણુ છે એટલુંજ માત્ર નહિં પણ આપણો ચ્હેરો કદાચ ઉતરી ગયેલો હોય તો તેની અસર એક બીજા ઉપરથી આખા ઘરમાં ફેલાય છે એટલા માટે આપણું શરીર સુદૃઢ રાખવાં એ એક આપણી ફરજ છે તે સારૂ મ્હેં ઉપર કહ્યું તે મુજબ ન્હાનપણમાંથીજ

અથવા ઘરની જમીન ભેજવાળી હોવાથી શરીરને કેવી રીતે હાનિ થાય છે, અગર ઘરનાં ગટરોના નળ સાફ ન હોય તો તેમાંથી નીકળતી દુર્ગંધ જમીનમાં ભરી તે અશુદ્ધ હવાને લીધે વિષમજ્વર જેવા ભયંકર રોગ કેવી રીતે ફાટી નીકળે છે, અથવા કોલેરાના વખતમાં પાણીમાં બગાડ થતાં પાણી ઉકાળીને પીવાના ઉપયોગમાં લેવાથી કોલેરાના રોગથી આપણે આપણો કેવી રીતે બચાવ કરી શકીએ છીએ, એવી રોજના વ્યવહારને લગતી તથા આપણને અત્યંત ઉપયોગી, એક બે નહિં પણ હજારો, બાબતો કેળવણી લેવાથી આપણે જાણી શકીએ.

પ્રાપ્ત કરેલું જ્ઞાન આપણને જુદી જુદી રીતે કેવું ઉપયોગી થઈ પડે છે એનો વિચાર કરવા બેસીએ તો સહેજ સમજી શકાશે. સંસારમાંની છેક નજીવી બાબતથી માંડી નરદેહ પામી આપણું મુખ્ય કર્તવ્ય-કહેતાં આત્મોન્નતિ કરવી-એ બધું સાધી લેતાં કેળવણીના પ્રતાપથી આવડી શકે છોકરી નિશાળે જાય તો ઘરના કામમાં નિરૂપયોગી થાય છે એવી જે આપણી સમજણ છે તે ભુલભરેલી છે એમ વિચાર કરતાં ખાત્રી થશે. તેને સારી રીતે વાંચતાં આવડતું હોય તો આરોગ્યતાના નિયમોનું જ્ઞાન તેને પુસ્તકદ્વારા થઇ પોતાની પ્રકૃતિ નિરોગી રાખતાં આવડશે. ફુરસદને વખતે આડોશીપાડોશીને ત્યાં જઇ નકામી એક બીજાની ચેષ્ટા કરતાં બેસવાને બદલે જો તે જુનાં પુરાણ વગેરેનાં પુસ્તકો વાંચે તો તે કેટલું સ્તુત્ય થાય ? જેવી રીતે પુરૂષો આપણા જુના ધર્મપુસ્તકોનો અભ્યાસ કરે છે તેવી રીતે આપણે શા સારૂં ન કરવો ? આ સંસારમાં આવી તેમને મોક્ષપદ પ્રાપ્ત કરવાનું છે, અને આપણે મુગાં જનાવર પ્રમાણે આવ્યાં તેવાંજ શું પાછાં જવાનું છે? આપણા ઘરની અંદર આવજા કરનારી ચકલીઓ સુદ્ધાંતને પોતાનાં બચ્ચાંનું પોષણ કરતાં, તેમને માટે સુઘડ માળો બાંધતાં, ચાંચમાં ઘાલી બ્હારથી દાણા લઇ આવી પોતાનાં તરતનાં જન્મેલાં બચ્ચાં માટે સંભાળથી ભરી મુકતાં, આ બધી બાબતો કેવળ ક્ષુદ્ર પ્રાણીઓને પણ આપણી પેઠેજ આવડે છે. તો આપણને પરમેશ્વરે જે વિચાર કરવાની શક્તિ આપી છે તેનો આપણે શો ઉપયોગ કરીએ છીએ ? એકાદ સુંદર બગિચામાં આપણે જવાનું થાય તથા ત્યાં જુદા જુદા પ્રકારનાં સુંદર ખીલેલાં પુષ્પો ખીલી રહ્યાં હોય અને કોઇ આપણને કહે કે તે તરફ તમે જોશો નહિ. આંખ્યો બંધ કરો, તો આપણા પ્રતિ કેટલો અન્યાય કર્યો એમ આપણને લાગશે ? અથવા તો કાંઇ મધુર "દૈવગાન થાતી રહેલું આપણા કાને પડવા જોગ હોય અને તે સાંભળશો નહિં એમ આપણને કહેવામાં આવે તો આપણને કેવું માઠું લાગશે ? બીજાં જનાવરોને, "પશુપક્ષિ આદિને, ચક્ષુ, કર્ણ, ઇત્યાદિ પાંચ ઇંદ્રિયો આપેલી છે. આપણું મનુષ્ય જાતિને મન એ છઠ્ઠી ઇંદ્રિય આપેલી છે. ચક્ષુનું કામ જેમ જોવાનું, કાનનું સાંભળવાનું, રસનાથી પદાર્થનો સ્વાદ લેવાનું, તેવી રીતે મનનું કામ વિચાર કરવાનું છે આજુબાજુના જનાવરો કરતાં મનુષ્યપ્રાણીને શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થયું છે તે માત્ર વિચારશક્તિને લીધેજ. તો જેમ બીજી ઇંદ્રિયોને પોતાનું કામ કરવાનું હોય છે તેમ મનને જ્ઞાનપ્રાપ્તિ કરવાનું જે કામ છે તે આપણે ન કરી લીધું તો પછી આપણે પશુવત્ શું ન થયાં ? જુઓ છેક ન્હાની ન્હાની બાબતો પણ આપણે જાણતા નથી. આપણે જે પૃથ્વી ઉપર વસીએ છીએ તે એક સરખી રીતે સૂર્યની આસપાસ ફરે છે સૂર્ય જો કે સાત ન્હાનો જણાય છે તોપણ કાંઇપણ પૃ-

ર્વી કરતા તે ૧૩ લાખ ગણું મોટો છે સાદી હમેશની વાતો આપણુને જ સબંધ ધરાવતી, લોકને લગતી નહિ—એટલે આપણા ઘરમા ઓરડા કેટલા છે, અથવા જુનાના ઘગથિયાની પ્હોળાઈ શી છે એ સબંધી આપણુને જેવી માહિતી હોય છે તેવીજ વિલાયતમા ૧૦ વર્ષની ઉંમરનાં છોકરા, જુદી જુદી ઋતુઓ શી રીતે બદલાય છે, અથવા ગ્રહણ થાય છે એટલે શું એ વગેરે બાબતો સબધી માહિતી ધરાવે છે, અને તે આપણે જાણુતા નથી જેવા જન્મીએ છીએ તેવાને તેવાં આપણે મૃત્યુવશ થઇએ છીએ એ ખબર નથી. આપણે આપણી પોતાની ઉન્નતિ કરવી જોઇએ આપણે પડે જ્ઞાનયુક્ત થવા એટલે આપણા ઘરના માણુસો, છૈયાંછોકરા પણ, આપણાજ અનુકરણથી ડાહ્યા થશે બહુ વેગળે જવું શા માટે? છોકરાને નિશાળે મુકયો એટલે મહેતાજી તેને પાટી ઉપર "અઆ" લખી આપે છે પછી આઠ દિવસ સુધી તો "અઆ" જ ચાલે છે ખુલ્લું છે કે ૪૦–૫૦ છોકરાં ઉપર એક સરખું ધ્યાન આપવાનું તેનાથી શી રીતે બની શકે? એટલો વખત પણ તેને હોતો નથી વળી ચાર આજુબાજુનાં છોકરાં એકઠા મળે તો એકએકની ખોડખાપણ કાઢવા માંડે છે એકના દુર્ગુણનો પાસ બીજાને લાગે છે વળી મહેતાજીનો માર ખાવો પડે તેતો જુદોજ પોતાના છોકરાને બીજો કોઈ મારે એ કઇ માતાને ગમશે! જો તે માતાને લખતાં વાચતા આવડતું હોય તો તે કેટલા પ્રેમથી પહેલો પાઠ તેને પાટી ઉપર લખી આપશે! નિશાળમા જે પાઠ શિખવતા મહેતાજીને આઠ દિવસ લાગે છે તે રહેવાઇથી અર્ધા કલાકમા તે માના શિખવી શકશે. અને તે શિખવતાં માતાને પણ કેટલો આનંદ થાય છે? તથા છોકરું પણ પોતાના જન્મનું સઘળું દૈવત જે માતા તેની પાસે કેટલા લાડ અને પ્રેમથી મૂળાક્ષર શિખશે! તેવીજ રીતે કામકાજ ન હોય ત્યારે કાગડા અને ચકલીની નિર્માલ્ય વાતો કહેવા બેસવા કરતા ઇતિહાસમાથી પોતાના પૂર્વજોના પરાક્રમ સબંધીવાતો કહેવાનું બની શકશે છોકરાનું અંતઃકરણ કોમળ અને સ્વભાવથીજ અનુકરણશીલ હોય છે ઘરનો વડિલ વર્ગ જે કરે તેનુ સ્વાભાવિક રીતેજ તેઓ અનુકરણ કરે છે આવી વખતે બોધકારક વાતો તેમને કાને પડે તો તેમાંની ઉત્તમ વ્યક્તિ પ્રમાણે આપણે પણ થઇએ એમ સ્વાભાવિક રીતેજ તેમને લાગણી થઈ સારી બાબતો તરફ તેમની પ્રવૃત્તિ થાય છે શિવાજીની રમત રમતાં આપણાં છોકરાને આપણે કેટલીવાર જોઇએ છીએ! એક શિવાજી થાય છે, બીજો તેનો સરદાર બને છે અને કિલ્લા સર કરવાનું કામ ચાલેલુ હોય છે ઠીક

લખતા આવડવાથી બીજો પણ એક ફાયદો થાય છે આપણા ઘરના માણુસો પરગામ ગયા હોય તો તેમના કુશલ સમાચાર જાણવા માટે આજુબાજુ પાડોશીને ઘેર જઈ કાલાવાલા કરવાની આપણે જરૂર રહેતી નથી. પોતા ઉપર આવેલા કાગળપત્ર પોતે વાંચી તેનો ઉત્તર લખી, આપણા ઘરના ક્ષેમ ખુશીની ખબર પોતાના માણુસોને જણાવી શકીએ તેમજ હિસાબ રાખતા આવડે તો આપણે દરરોજનો હિસાબ રાખી આપણા પતિનું અર્ધું કામ ઓછું કરી શકીએ. હિસાબ રાખવાથી જોઇએ તે કરતા વધારે ખર્ચ પણ આપણે કરવાનાં નહિ. ઘર આગળજ શાકભાજી અથવા બીજો સામાન લેવાનો હોય તો આપણુને કોઇ ઠગીને ફસાવી શકવાનુ નહિ. તેવીજ રીતે સિવણકામ આવડતું હોય તો આપણી ચોળીઓ, પુરુષવર્ગ માટે પ્હેરણ કોટ, છોકરા સારૂ જામલા

ઇત્યાદિ બ્હાર દરજી કને ન શિવડાવતાં આપણે પોતેજ તૈયાર કરી શકીએ;ઘર ઘરની તેટલે અંશે આપણો સંસાર કરકસરથી ચાલી શકે. હાલમાં પાકશાસ્ત્રના વિષય–આ- એટલે પકવાન કેવી રીતે કરવાં, તેમાં શી શી વસ્તુ કયા કયા પ્રમાણમાં જોઇએ વગેરે બાબતનાં પુસ્તકો પ્રગટ થયાં છે. સારાંશ એટલોજ કે છોકરીને નિશાળે જવાનું થવાથી સંસાર ચલાવતાં આવડવાનું નહિં એમ જે મનાય છે તે ખોટું ઠરી વિદ્યા ભણવાથી સંસારયાત્રા માટે આપણે ખચીતજ વધારે લાયક થઇશું. પ્હેલાં એક માન્યતા એવી હતી કે જો છોકરીઓને નિશાળે મોકલીએ તો પુરૂષોએ શું રોટલા ઘડવા બેસવું? પ- રંતુ જેવી રીતે છોકરાને વેપારમાં નાખવાનો હોય તો શરૂઆતમાં નિશાળે મુકી શિક્ષણ આપવાથી તે વધારે યોગ્ય થાય છે, તેવીજ રીતે છોકરી નિશાળે જઇ વિદ્યા ભણે તો સંસારના કામ માટે વધારે લાયક થવાની, બીજી પણ એક કલ્પના કદિ કદિ કરવામાં આવે છે કે છોકરીને ચોપડીઓ વાચતાં આવડ્યું એટલે તેના વિનયનો નાશ થઇ તે અ- વિવેકી નિવડવાની. પરંતુ ખરૂ જોતાં વિદ્યાથી ઉલટો વિનય આવે છે. આપણા કરતાં એક માણસ મળે તો જેવી રીતે આપણે નમ્ર થઇએ છીએ, તેમ પુસ્તકો વાંચવાથી ઉલટું દુનિઆમા કેટલું અપાર જ્ઞાન ભરેલુ છે અને તેને મુકાબલે આપણે કેટલાં અપૂર્ણ છીએ એમ આપણને જણાઇ આપણે વધારે નમ્ર થઇએ છીએ. વળી જુવો કે આપણો પુરૂષ વર્ગ વિદ્વાન થતો જાય છે. તેમની સહચારિણી સ્ત્રીઓ આપણે જો અજ્ઞાનમાં જ ડુબેલી રહીએ તો આપણે તેમની સહધર્મિણી તરીકે શી રીતે શોભી શકીએ? ઘરમા એકાદ ગાય હોય તો તેની સાથે જેમ વર્તાય છે તેમ આપણી સાથે પણ ચલાવી લેવાનો વારો આવશે. કોઇ કોઇ વખત આપણી સ્ત્રીઓની યોગ્યતા કેટલી ઓછી લેખાય છે! કેટલાક પતિ પોતાની સ્ત્રીને મંદવાડ આવતાં મ્હારી પાસે આવે છે અને બહુ કરગરીને કહે છે કે અમારી સ્ત્રીને મટાડો; પણ તેનું કારણ તેઓ શું બતાવે છે તેની તમને ખબર છે? મારામાં બીજીવાર લગ્ન કરવાની સત્તા નથી માટે મ્હારી સ્ત્રીને સાજી કરો, એટલે ઘરમાં દૂધ આપનારી એકજ ગાય હોતા મ્હારામાં બીજી ગાય લાવવાની શક્તિ નથી તેટલા માટે આને ન લઇ જશો એમ કહેવા જેવું થાય છે બ્હેનો, આટલી બધી આપણી ઉતરતી સ્થિતિ થવાનું કારણ આપણું અજ્ઞાન છે. આપણે અજ્ઞાન હોવાના સબબથી આપણી આવી હાલત થઇ છે એ સુદ્ધાં પણ આપણને જણાતું નથી. આટલા દિવસ સુધી જે કાંઇ તે બાબતમા બેદરકારી થઇ ગઇ તે બસ છે, હવે આવો, આપણે કાંઇપણ જ્ઞાન મેળવવાના યત્ન કરીએ. આપણે પડે નહિં તો નહિ, પરંતુ આપણી છોકરીઓ અને વધુઓને નિશાળે મુકી, ચાલો, આ- પણે તેમને વિદ્યાદાન આપીએ. તમે કહેશો કે આપણા વડિલોએ જે જે કર્યું નથી તે આપણાથી શી રીતે થાય? પરંતુ આ વિચારજ ભુલભરેલો છે જેવી રીતે પોતાના શિ- ષ્યને હાથે પોતાનો પરાભવ કરાવવાની એટલે પોતાના કરતાં પોતાનો શિષ્ય વધારે કુશળ નિવડે એવી ઇચ્છા ગુરૂને થાય છે. તેવીજ રીતે પિતા પણ પોતાનો પુત્ર પોતા કરતાં અધિક હુશિઆર નિકળે એમ ઇચ્છે છે. અને એકંદર રીતે જગતનો નિયમ પણ આજ છે દિવસે દિવસે દુનિઆમા સુધારો થયા કરે છે. તેમાં આપણેજ પાછળ પડીએ તો આ- પણી સ્થિતિ જંગલી લોકો જેવી થવાની, અને થોડે ઘણે અંશે તેમ થઇ પણ છે. આ- પણા ઉપર ગુજરતો હડહડતો અન્યાય આપણે સમજી શકતાં નથી અને મુગે મ્હોએ વેઠી

બેસી રહીએ છીએ. એટલા માટે આપણે આપણા હાથ પગ આપણા વડિલો કરતાં વધારે હલાવવા જોઇએ. વળી તેમના વખતમાં આપણી સ્થિતિ જુદા પ્રકારની હતી. આપણા પૂર્વજોએ પોતાનું ગજવું ખોઇ નાંખી આપણને પારકાના દાસ બનાવી મુક્યા ન્હોતા તેમના કાળમાં આપણા દેશની દોલતને હાલ જેવી જળો વળગેલી છે તેવી વ્હોરેલી ન્હોતી. તે વખતે આપણા દેશની અંદર આપણે માટે ખાવાનું પુષ્કળ હતું. હાલમાં ચારે તરફથી આપણી સ્થિતિ કંગાલ થતી જાય છે. હવે આપણે પોતાનાં શરીર જેમ બને તેમ મજબૂત કરવાં જોઇએ. આપણે કરકસરથી રહેવાની ટેવ પાડવી જોઇએ. આપણો સંસાર વ્યવસ્થિત રીતે ચલાવતા આપણે શિખવું જોઇએ. અને આ માટે મુખ્ય ઉપાય કહીએ તો કેળવણીજ છે જેવી રીતે ઘરેણાં ઘડાવી આપો એમ કહી આપણે પુરૂષોની પાછળ લાગીએ છીએ, તેવી રીતે અમને કેળવણી આપો આમ કહી આપણે તેમનો છેડો પકડવો જોઇએ. ઘરેણા વડે જેમ બાહ્ય શરીર શોભે છે, તેમ વિદ્યાથી આપણું અંતઃકરણ દીપી ઉઠશે. આપણા પુરૂષોને આપણે પંડે કહેવું જોઇએ કે તમે અમને વિદ્યાદાન આપો. તમે સ્વાર્થી ન થાઓ. તમે અમને કેળવણી આપશો તો અમે તમારી સંસારયાત્રામાં તમને ઘણી ઉપયોગી થઇ પડીશું. એમ, આવો, આપણે તેમને કહીએ. કોઇપણ પ્રકારનો સુધારો કરવાની વાત આવે છે એટલે આપણો પુરૂષવર્ગ સ્ત્રીઓનું બ્હાનું આગળ ધરે છે તે કારણ દૂર કરી નાખવા માટે, આવો, આપણે તેમને પ્રવૃતિમાન્ કરીએ. સંસાર રૂપી ગાડાના એક પૈડાનો ભાર માથે લેવા આપણે તૈયાર છીએ. તે કેવી રીતે લેવો એ અમને શિખવો એમ, ચાલો, આપણે તેમને કહીએ.

અત્યાર સુધી મ્હેં કેળવણીની જરૂરીઆત વિષે માત્ર એકતરફી વિવેચન કર્યું છે. સંસારમાં અને વ્યવહારમાં ઉપયોગી થઇ પડશે એટલા માટે આપણે વિદ્યા સંપાદન કરવી એટલુંજ માત્ર કહેવાથી એક જાતનું મનનું સાંકડાપણું ગણાશે. પરમેશ્વરની ભક્તિ કરવાથી આ પ્રકારનો અમુક લાભ થશે તેટલા માટે ઇશ્વરસ્તવન કરવું, અથવા ખરૂં બોલવાથી તમને એક ચોકસ આવો લાભ થશે તેટલા માટે સત્ય વૃતિથી ચાલવું, આ પ્રકારનો બોધ જેવો સ્વાર્થી અને આપમતલબી છે તેવીજ રીતે ઉપરના વિષયનું આવું અધુંપધું વિવેચન કરવાથી મનનું સંકુચિતપણું દેખાડવા જેવું થશે. દેવપ્રતિ આદરમાન અને શ્રદ્ધા રાખવાની તે કોઇ પણ હેતુ માટે નહિ, પરંતુ માત્ર તે એક મનમાં આનંદ ઉપજાવે એવી ફરજ છે તેટલા સારૂજ; અથવા સત્યથી ચાલવું તે કાંઇ અમુક ઇષ્ટાર્થ પુરવાજ નહિં, પણ સત્ય શિવાય આપણો બીજો કાંઇ ધર્મજ નથી તેટલાં માટેજ. આ પ્રમાણે કેળવણી લેવાની, આપણાં મન વિસ્તીર્ણ કરવાનાં, તે ફક્ત મનનો એવો એક ધર્મ છે તે કારણસરજ. આમાં બીજા પ્રકારનો કોઇ પણ સ્વાર્થી વિચાર દાખલ કર્યો તો જ્ઞાનની યોગ્યતા ઘટાડવા જેવું થશે. જ્ઞાનપ્રાપ્તિ માટે પુરૂષ અને સ્ત્રી એ ભેદ રહેતો નથી. અંતઃકરણ અને વિચારશક્તિ એ આપણ બંનેને એક સરખાંજ હોય છે. તે વિચારશક્તિને યોગ્ય રીતે કેળવવી એ દરેક મનુષ્યની ફરજ છે. આપણામાં પુનર્જન્મ સંબધી માન્યતા પ્રચલિત છે. એ માન્યતા માટે કાંઇ આધાર હો કે ન હો, પરંતુ તેમાંથી એક બહુ સારો બોધ ગ્રહણ કરવા જેવો છે. આત્મા અમર છે એવો નિશ્ચય રાખી આપણે વર્તવાનું કરીએ તો જન્મકાલે જે આત્માને આપણા સ્વાધીન કરવામાં આવ્યો છે તેને

ચડતી સ્થિતિમાં આપણે લઇ જઇએ તો આવતા જન્મમાં આ જન્મ કરતાં આપણે વધારે ઉન્નત દશા પ્રાપ્ત કરીશું, તેમ ન થતાં આપણે નીચે ઉતર્યા તો પશુપક્ષિની યોનિમાં જન્મ પામી છેવટે છેક છેલ્લે પગથિયે જઈ પ્હોંચીશું. આ કલ્પના સર્વથા ખોટી નથી. ગમે તેમ હોય, તો પણ આપણે આપણા આત્માની ઉન્નતિ કરવી જોઇએ, એ તો નક્કી છે. આ ઉન્નતિ નિશાળમાં મળતા પુસ્તકી શિક્ષણથીજ થાય છે એમ કહેવાનો મ્હારો આગ્રહ નથી. આ સર્વ સંસાર શિક્ષણ મેળવવાની એક શાળા છે. તેમાં પુસ્તકી શિક્ષણ એ તેનો એક પ્રદેશ છે એટલુંજ. મ્હારે કહેવાની મતલબ એજ છે કે જ્ઞાનપ્રાપ્તિ કરવી એ આપણાં મુખ્ય કર્તવ્યોમાંની એક ફરજજ છે એમ લક્ષમાં રાખી આપણી હમેશની વર્તણુક થવી જોઇએ.

ઉપરના વિવેચનમાં હું ઘરેણાં સંબંધી બે ચાર શબ્દો બોલી ગઇ છું. આપણે અહિં દસેરાની સ્વારી નીકળે એટલે હાથી, ઘોડા, અને મહારાજાનાં બીજાં જનાવરો સોનારૂપાના દાગિનાથી શણગારાયલાં દૃષ્ટિએ પડે છે. તે અલંકારો ઉપરથી રાજાનું ઐશ્વર્ય જેવી રીતે આપણે કળી શકીએ છીએ, તેવીજ રીતે આપણા પતિનું ઐશ્વર્ય આપણે આપણા ઘરેણાં દાગિનાથી દેખાડીએ છીએ એટલુંજ. આ અલંકારો ઓથવ ગણાવાથી સંકટને સમયે આપણને ઉપયોગી થઇ પડે છે એ ખરૂં છે, પરંતુ તે ધનનો આના કરતાં પણ વધારે સારી રીતે ઉપયોગ કરવાના રસ્તા છે. સાધારણ રીતે શેર શેર વજનનાં ગોટ પાટલીઓ હાથમાં નાંખી મુકયાં હોય એટલે હજાર બારસેં રૂપિઆ નકામા કાંઇ પણ ઉપયોગમાં ન આવતાં હાથમાં પડી રહે છે. આ હજાર બારસેંની મુડી વેપારની અંદર રોકવામાં આવે તો ૧૦ વર્ષમાં ઓછામાં ઓછી બીજી એટલીજ રકમ પેદા થઇ શકે; અથવા તે મુડી વ્યાજે મુકાય તો, તેના વ્યાજ ઉપર એક મનુષ્યનો નિર્વાહ ચાલી શકે, એટલે જે રકમ આટલી બધી ઉપયોગી થઇ પડે તે આપણી દાગિના પ્હેરવાની હોંસને લીધે કેવળ નકામીજ પડી રહેવા દઇએ છીએ, અર્થશાસ્ત્રની દૃષ્ટિથી જોતાં દાગિનાની બાબતમાં બીજા પણ કેટલાક ગેરલાભ બતાવી શકાય. પરંતુ સાધારણ રીતે આપણે એટલું લક્ષમાં રાખીએ તો બસ છે કે, કૈ. પ્રો. આગરકરના કહેવા મુજબ, આપણા પતિનું ઐશ્વર્ય દેખાડનાર બોલતું ચાલતું સાધન આપણે જાતેજ છીએ, તેમાં આટલું કાંઇ ઓછાપણું આપણને જણાવા માંડયું. આમ વિચાર કરવાથી આપણી દાગિના પ્હેરવાની હોંસ સ્વાભાવિક રીતેજ ઘટી જશે; અને તે પૈસા બીજા વધારે સારા કામમાં વાપરવા માટે આપણેજ આપણા પતિની પાછળ લાગીશું.

જૈનધર્મમાં પરોપકાર બુદ્ધિ ઉપર જે ભાર મુકાય છે તે બદલ શરૂઆતમાંજ મ્હેં તે ધર્મની પ્રશંસા કરેલી છે. પરંતુ તેમાં દૂષણનો અવકાશ હોવાનું મને જણાય છે. આપણામાં ન્હાનાં જીવજંતુ અને પશુપક્ષિ તરફ ભૂતદયા રાખવાનું કહેલું છે. તેમજ આંધળાં લુલાં માટે પણ દાનધર્મ કરવાના સંબંધમાં પુષ્કળ ઉલ્લેખ હશે. પરંતુ આ દુનિઆમાં ખરેખરા દુઃખી, પીડાતા, કહેતાં રોગગ્રસ્ત લોકો, તેમના પ્રતિ પણ આપણી ફરજ કરજો છે ! તે તરફ આપણું લક્ષ દોરાયું નથી. આ બાબતોમાં પણ બીજા દેશો આપણા કરતાં આગાડી વધેલા છે. વિલાયતમાં ખુદ રાણીસાહેબ દવાખાનામાં જઇ રોગીઓની પુછપાછ કરે છે. ઘણી મ્હોટા લોકોની સ્ત્રીઓ ગરિબ-ગુરબાને ઘેર જાય છે; કોઇ ઠેકાણે અન્ન

ઇ આજારી પડયો હોય અને તેની પાસે પુરતા ગરમ કપડાં ન હોય તો તે મોકલી આપે છે કોઇક ભૂખમરાથી પીડાતુ હોય તો તેને અન્ન પુરૂં પાડે છે, ન્હાના ન્હાનાં છોકરા આદા પડયાં હોય તો તેમને ગમત માટે જુદા જુદા પ્રકારની રમતો પ્હોચાડે છે જેઓની શકિત ન હોય તેઓ પોતે જાતે દરદીની સારવાર કરે છે માણસ માંદો પડે એટલે તે તદન પરતંત્ર થાય છે, તે વખતે તેને વખતોવખત ઓસડ આપવુ, તેણે પ્હેરેલા મેલાં વસ્ત્રો બદલાવવાં, તાવ આવ્યો હોય તો માથા ઉપર ભીનુ પોતુ મુકવુ, અથવા ગરમી થતી હોય તો પવન નાખવો અગર કોઇ સુવાવડમાં હોય તો તેનો છુટકારો કરવો, આ કામો આપણે સ્ત્રીઓને હાથેજ થવા જોગ છે જે કોઇને પોતાનો દેહ પરોપકારમાંજ ગાળવાની ઇચ્છા હોય તેને ઉપર બતાવેલો રોગીઓનુ એટલે દુખપીડિત મનુષ્યોનું દુખ નિવારણ કરવાના સિવાય બીજો કયો મોટા પરોપકાર કરવાનો મળશે ! જેમની આવાં કામ કરવા તરફ પ્રીતિ હોય તેમણે તે અવશ્ય શિખવાં એમ મ્હારી તેમને સવિનય સૂચના છે

હવે એકંદર રીતે સ્ત્રીઓ તરીકે આપણી શીશી ફરજો છે તેનો આપણે થોડો ઘણો વિચાર કરીએ પતિવ્રતા સ્ત્રી જે ઘરમા પ્રસન્નપણે વસતી હોય તે ઘરને કવિઓએ સ્વર્ગની ઉપમા આપી છે ધર્મ, અર્થ કામ, અને મોક્ષ, એ ચારે પુરૂષાર્થ સાધી લેવામા પુરૂષની મુખ્ય સહાયકારી તેની પત્ની એજ છે સંસારમાં તેની સુખદુખની ખરી ભાગીયણ પણ તેજ છે પતિપત્ની એ શરીરદ્વારા બે જુદાં છે એ ખરૂ, પરંતુ અંતઃકરણથી એકરૂપ થએલા હોય છે પુરૂષોમા જે પ્રમાણે ધૈર્ય શૌર્ય, વિવેક, ઇત્યાદિ ગુણો શોભે છે, તેવી રીતે કોમળતા, દયા, વિનય, પ્રેમાળપણુ, વગેરે ગુણોથી સ્ત્રીઓ વધારે મોહકતા પ્રાપ્ત કરે છે સ્ત્રી એ કુટુંબની અંદર રાણીરૂપે છે કુટુંબરૂપી રાજ્યમા તેની સત્તા સંપૂર્ણ ચાલે છે પ્રેમ એ તેના રાજ્યમા તેનો કાયદો છે પ્રેમથી તે પોતાના પતિને અને પુત્રોને પોતાના વશવર્તી બનાવે છે અતિશય સખ્ત એવા રાજાના હુકમનુ એક વખત ઉલ્લંઘન થઇ શકે પરંતુ માતાની એક આજ્ઞા પણ તોડી શકાય નહિ એવો ઘરમા તેનો મોભો હોય છે અતીત અભ્યાગત, કોઈ તેને ઘેરથી ખાલી હાથે કદિ પાછા ફરવાના નહિં, સુજનતા અને પરમેશ્વરની ભક્તિ તેના અંતઃકરણમા મૂર્તિમંત બની વાસ કરી રહ્યાં હોય છે તે કારણથી ઘડીભર પણ તેનો સહવાસ બીજાને થવો એ મોટો લાભ મનાય છે કામ વગર અથવા સ્વસ્થપણે બેસી રહેલી તે કદિપણ જણાતી નથી વ્યવસ્થિતપણુ, સુઘડતા સ્વચ્છતા વગેરે ગુણોને લીધે તેના ઘરમા પેસતાજ મન સુપ્રસન્ન થાય છે દુખી મનુષ્યોનુ સાંત્વન કરવુ એ તો તેને સ્વાભાવિક રીતેજ આવડેલુ હોય છે અને ઉત્તમ પત્ની, પ્રેમાળ ભગિની સુશીલ માતા સ્નેહપાત્ર સખી, ઇત્યાદિ ગુણોથી વિભૂષિત થએલી હોવાથી ઘરમા એકાદ દેવી પ્રમાણે વિરાજે છે

બ્હેનો, આ દેવીપદ પ્રાપ્ત કરી લેવાને, ચાલો આપણે દરેક જણું ખંતથી પ્રયાસ કરવા મંડીએ પ્રયત્ન કરવાથી નર નારાયણ રૂપ થઈ જાય છે એમ આપણામાં કહેવાય છે આપણે મન ઉપર લીધા પછી ઉપરનુ પદ મેળવતા આપણને બહુ વખત નહિ લાગે માત્ર આપણી આ અજ્ઞાનરૂપી નિદ્રામાથી આપણે જાગ્રત થવુ જોઇએ



આનન્દદાયી પ્રીતિસાગરમાં જીવનનદ ઘૂમતાં,
વ્હેતા અનંગોળ રમ્યતા ભરપૂર બિન્દુ ઉરમાં:
ઊંચાં ઉછળતાં અબ્ધિમોજાં ગગનકુંજ પખાળતાં,
દિવ્યાત્મનો તદપિ એકે અંશ ના ભીંજાવતાં,

દુઃખોતણા મેઘો ધુધવતાં, સમિર વિપત્તિ તણા
ધનઘોર ઝૂઝન્તા, છતાં ઉરકણ ન લેશ મુંજાવતા:
સ્વાનન્દનન્દન, અમીમયતમ, ત્યાં હૃદયની વાંસળી
મધુ રેલતી લલિતા નચાવી, વિશ્વ સુખભર દો કરી

પ્રેમે મહાપાપી હૃદયની વિમલતા ને શાન્તિની
મીઠા સુગંદે લહર એ વેણે જગતમાં વિસ્તરી,
કંઈ યુગ થકી મન્દા ત્હમારી ગાનદેવીને સ્મરી,
કવિતા સુવાસિત નિર્ઝરો રેલાવજો આનન્દથી.

જળમય સુવર્ણ પ્રદેશ જ્યાં સંગાનસરિતાઓ સરે,
જેમા સુદૈવી પ્રકાશ સૂમા જ્ઞાન રેલન્તાં ઝરે,
અજ્ઞાન છાયા અસ્ત જ્યા, વીણાવતી છે સુન્દરી,
પામો ઘણાં સૌખ્યો ત્હમે એ દિવ્યભૂમિ ઉતરી.

નિઃસ્વાર્થ પ્રેમે ત્યા સતત પરમાર્થ કર્ત્તવ્યો કરો,
પરમાત્મના નિજ આત્મને ઉરધિતરંગોમાં રસો;
કાન્તિભરી આ જીંદગીમા કાવ્યકુંજે રોપીને,
રમબસ કરો પ્રીતિહૃદયફુલડે વધાવી વિશ્વને.

—સંપાદક, સુમન્ત.

---

( સીતાજીના મહિનાનો રાગ )

" ભલે વીતે માસ, કે વરસ, જનમ જાયે વહી,—
થાય પ્રાણ આ દેહથી દૂર,—પ્રીતિ મરે નહીં !
જાણો પ્રીતિ સુધાનું પૂર ! સંજીવની ઔષધિ !
આશાકુંભ થકી ઉભરાઇ ઘટોઘટ રહી બધી !
એ તો આપણો આત્મ સંબંધ ! કે જીવ જીવથી કસ્યો !
ફરે હરિ પણ નવ અંતરાય ! પ્રભૂને એ દિલ વસ્યો !! "

હ. હ. ધ્રુવકૃત ' કુંજવિહાર '

# વિવિધવિહાર.

## બાળકની કુટેવ, તે કેમ ટાળવી.

( ગયા અંકથી ચાલુ. )

(૧૨) ધાવણ ન મળતાં દુધની સીસીમાં દુધ આપવામાં આવે છે. તે સીસી આખી બરી બાળકના હાથમાં આપી દે છે. પણ બચ્ચાને શું ખબર હોય? તેતો પેટ બરાય તો પણ દુધ રહે ત્યા સુધી ઢીચ્યા કરે છે અને પછી હેરાન થાય એમાં નવાઈ શું? વાસ્તે સીસી આખી ન ભરતાં ફક્ત એક ટંકને વાસ્તે પૂરતું થાય એટલુંજ દુધ તેમાં નાખવું.

(૧૩) રમત અને ઉંઘ તંદુરસ્તીનાં ચિન્હ છે રમે ત્યાં સુધી ખુબ રમવા દેવું. જોરાવરીથી સુવાડવું નહીં. અને સુવે ત્યારે પોતાની મેળે જાગે ત્યાં સુધી જગાડવું નહીં.

(૧૪) ઉંઘમાથી જાગે કે તરત આંખ મ્હો ધોઈ, માથાંમાં તેલ નાખી, વાળ ઓળી, બાળકને છુટું મૂકવાથી તેમાં ચપલતા જલદી આવે છે અને ઝટ રમવા મંડી જાય છે. પણ જાગ્યા પછી એમજ બેફિકરાઇથી ઘોડીયાંમાં પડ્યું રહેવા દેતાં સુસ્ત થઈ જાય છે, રડ્યા કરે છે, ઝાડો પેસાબ જોળીમાંજ કરી દેછે અને ગંદુ તથા ચીડીયું બની જાય છે.

એતો સિદ્ધ વાત છે કે રમતીયાળ છોકરૂં સદા આનંદી રહી તંદુરસ્ત રહે છે. અને ચીડીયાં છોકરાં હમેશાં નબળા બાંધાનાં અને "ગજરોગીયાં" જ રહ્યા કરેછે.

(૧૫) છોકરાને ઉંઘમાંથી જાગતાં તરત ઘણું કરી ઝાડા પેશાબની હાજત થાય છે. તેથી જો તે જાગે કે તરત વિલંબ ન કરતાં તેને જોળીમાંથી કહાડી લઈ બહાર પેશાબ ઝાડો કરાવવાની ટેવ શીખાવી હોય તો તે જોળી તથા કપડાં કદી નહીં બગાડે.

એ બાબતમાં બે દરકાર આળસુ માનુ છોકરૂં જોળીમાં પડ્યું સડ્યા કરી ગંદુ બની જાય છે અને તેને સફાઇની કુદરતી લાગણી પણ નથી રહેતી.

(૧૬) બાળક જરા સમજણું થવા માંડે કે ચીખતું થાય તો તેને ઘરમાં અથવા ચોકમાં ઝાડો પેશાબ કરવા વાસ્તે અમુક જગ્યા ઇશારાથી બતાવી દીધી હશે, તો તે ત્યાંજ બનતાં સુધી જશે અને ઘરમાં કે બેઠકમાં બીજે ક્યાંએ મેલાઈ નહિ કરે. એવે વખતે કોઇએ તેડ્યું હશે તો તેની ગોદમાંથી પણ ઉતરી પડવાની કોશીશ કરશે.

ફક્ત આ સાદી ટેવ પાડતાં અનુભવ થાશે કે બહુ ન્હાનું બચ્ચું પણ બતાવેલે રસ્તે કેવું વળી રહે છે!

(૧૭) જેમ ધરાવવામાં બરાબર નિયમ પાળવો તેમ ખાતાં શીખે ત્યારથી ખાધાની બાબતમાં પણ બરાબર નિયમ શીખાવવો.

ખાધાનું માગે યા ન માગે તો પણ ઠીક વખતસર તેને ખાવાનું દેતાં રૂચી પ્રમાણે સંતોષથી ખાઈ ઉઠી જશે.

(૧૮) ખાતાં ખાતાં કોઈ ચીજ ન ભાવે તો તે તેને તરત છોડી દેવાનું કહેવું, પણ તે છાંડી દેવા વાસ્તે જરા પણ ધમકાવવું નહીં.

"કેમ છાંડ્યું? ખાઈ જા, નહિં તો નાકે બાંધીશ." એમ કોઈ વખતે પણ છાંડવા વાસ્તે ધમકાવ્યું તો તે ડરનુ માર્યું રૂચી નહીં હોય તો પણ ખાઈ જવાની કોશીશ કરી "અકરાંતીયું" બની જાશે.

પ્રથમ તો એજ સંભાળ રાખવાની કે તે ખાઈ શકે એટલુંજ યાતો એથી ઓછું થાળીમાં નાંખવું અને પછી માગે ત્યારે થાળીમાં આપવું.

(૧૯) જ્યાં સુધી મિઠાઈ વગેરે કોઇ ચીજ ઘરમાં બની શકે ત્યાં સુધી ઘરમાંજ બનાવી છોકરાંને આપવી. બજારની બનાવેલી ખાંડ ગોળની ચીજ બનતાં સુધી થોડી જ આપવી. બજારની ચીજ બેશક લીજ્જતદાર લાગે, ઘરમાં બનાવ્યા કરતાં સસ્તી પણ પડે, પણ તે નફો ખાઈ વેચવાને વાસ્તે ઘણે ખરે અંશે હલકી વસ્તુનીજ બનાવેલી હોય છે: તેમજ તેને કઇકના ગંદા હાથ લાગેલા હોય છે, અને આખો દીવસ ખુલ્લી પડી રહેતાં, મેલી ચીજો ઉપર બેસી આવેલી માખીઓ પાછી તેના ઉપર આવી ગણગણે છે અને અનેક રોગોનો ચેપ મૂકે છે, એ વગેરે કારણોને લીધે બાળકને કરમનો ઉપદ્રવ, ઝાડો, મરડો, અને ત્વચારોગનો ઘણો સંભવ રહે છે.

(૨૦) વળી ઘડી ઘડી પૈસા આપી બજારની મિઠાઈ, ભજીયાં, ગાંઠીયા, ગુબીત વગેરે કવખતે ખાવા દેવાથી તેની મીઠી ભૂખ ભાંગી જાય છે, વેળાસર ઘરનાં ખાણાંમાં રૂચી રહેતી નથી અને તબીયત બગડે છે.

પેહેલાં એવી રીતે લાડમાં ટેવ પડે છે અને પાછળથી જ્યારે પૈસા આપવાની મનાઈ કરવામાં આવે છે ત્યારે ન્હાની ન્હાની ચોરીઓ કરતાં શીખે છે: ગુન્હા છુપાવવા કુસંગતે ચડે છે: અને નઠારી સોબતથી હરેક તરેહનાં વ્યસનમાં ડુબે છે.

વિચારીને જોશો તો સેંકડો દાખલા એવા મળી આવશે કે, જેમાં ભવિષ્યનાં ભયંકર પરિણામ અને પાયમાલીનું મૂળ કારણરૂપ આ શરૂઆતનો "દાદરસ" નીવડશે.

નિશાળે જતાં છોકરાંઓ ત્યાં દાળીયા, ચણા, ભજીયાં વેચનારા પાસેથી મરજી

પડે ત્યારે ખાવાનું લઈ ઉધાર રાખે છે અને જ્યારે આવી રીતે ઉધાર રકમ મોટી થઈ જાય છે ત્યારે પૈસા માબાપ પાસેથી લેતાં મુંઝાય છે અને ચોરી કરતાં શીખે છે. આવી ટેવ સામે સખત અટકાવ કરવો. માટે ત્યારે કોઈ કોઇ વખતે પૈસા દેવામાં હરકત નથી. પણ ઉછીનું લેવાની તદન મનાઇ કરવી.

ઉત્તમ રસ્તો તો એજ છે કે નિશાળમાં કાંઇ ખાવાની ટેવ પાડવાજ ન દેવી. કાંઇ ખાવાની ઇચ્છા થાય તો તે વેચાતું લઇ ઘેર આવીને ખાય.

(૨૧) કોયલા, માટી, લીંપેલી જમીનનાં પોપડાં ઉખેડી ખાવાં, પેટ ભર્યું હોય તો પણ ઘડી ઘડી કજીયા કરી ખાવા માગવું, વગેરે નાનીસની ખોડ અનેક હોય છે તે શરૂઆતમાંજ અટકાવવાની જરૂર છે. પણ તે અટકાવવાના ઉપાય તરીકે તેને વખતોવખત મારવું, ધમકાવવું, યા ઠમકોરવુ નહીં. તેથી કાંઈ ઇચ્છેલુ પરિણામ આવતું નથી પણ જે બાબતની મનાઇ કરો તે ઉલટું છૂપી રીતે કરવાની કોશીશ કરે છે. ઉપરાંત પગલે પગલે ધમકાવવાથી તેની લાગણી બંદ બુઠ્ઠી પડી જાય છે અને છેવટે બેદરકાર બની જતાં ધમકીની અસર પણ થવા પામતી નથી.
એવી યુક્તિથી તેના મનમા ઉલટી અસર ઉતારવી કે તેની ખોડ સામે તેને પોતાને જ સ્વાભાવિક અણગમો ઉપજે અને તેમા શું નુકસાન છે એ પણ કાંઈક સમજતાં શીખે.

"એક બાળકને એવી ટેવ હતી કે બરાબર ખાધુ હોય તોપણ ઘડી ઘડી ખાવા વાસ્તે કજીયા કરે. અને જો કે જરા જેટલું ખાઇને ઉઠી જાય તોપણ ખાવાનું પાસે ન રાખો ત્યાં સુધી જંપે નહીં. છેવટે એક ઉપાય સુઝ્યો. જ્યારે જ્યારે તે રડે અથવા કોઇ અયોગ્ય બાબત વાસ્તે કજીયા કરે તો તેને એમ કહેવામાં આવતું કે "જો કજીયા કરીશ કે રડીશ તો તુંને ખાવા બેસારી દેશું", તરત આ યુક્તિની અસર એવી થઇ કે ફરી તે ટેવ જ ભૂલાઈ ગઇ.

(૨૨) રાત્રે બિછાનામાં કેટલાંક છોકરાને ઊંઘમાં પેશાબ થઇ જાય છે.તેને સુવા વખતે રોજ પેશાબ કરે તે પછી સુવા દેવું અને રાતમાં પણ એક બે વખત જગાડી પેશાબ કરાવવો.

ઘણું કરી પાછલી રાતમાં ઉંઘમાં પેશાબ થઇ જાય છે. વાસ્તે એ વખતમાં તેને એકાદ વખત જરૂર જગાડવું. ઉપરાંત રાત્રે જમીને એકદમ સુઇ ન રહે વાસ્તે સમીસાંજમાં જમાડી દેવું જેથી બે કલાક હરવા ફરવાને વખત મળે.
આ સાધારણ નિયમ બરાબર પાળવામાં આવશે તો કોઇ દવા આપવાની જરૂર નહિ પડે.

(૨૩) છોકરૂં ખારીલું અથવા સ્વાર્થી ન બને તે સંબંધી સંભાળ રાખવી. તે કાંઇ ખાતું હોય તે વખતે બીજું છોકરૂં આવી ચડે તો તેને તેમાંથી કાંઇક ભાગ આપતાં શીખાવવું.

(૨૪) છોકરાં ન્હાવાનાં કાયર હોય છે. તેને નવરાવવું હોય ત્યારે હાથમાં લોટા કે લોટી આપી દેવાં એટલે તે પોતે જ શરીર ઉપર પાણી રમતમાં ઢોળ્યા કરશે. દરમીયાનમાં સાબુથી શરીર ચોળી જલદી નવરાવી લેવું. બહુ વખત લગાડવો નહીં. બાદ સાફ કપડા પેહેરાવવાં. એમ સ્વચ્છ રહેવાથી અને સારાં સાફ કપડાં મળવાથી ગંદાઇનો કુદરતી રીતે અણગમો આવશે અને છેવટે સાફ રહેવા સારૂ ન્હાવામાં આનાકાની નહીં કરે.

૫) નજીવા કારણસર જરા જરા વાતમા રડી અથવા કજીયા કરી હઠીલો અથવા ચીડીયો સ્વભાવ ન કરી ? તેની બહુ કાળજી રાખવી.

"ફ્રાન્સ દેશના મહાન શેહેનશાહ નેપોલીયને પોતાના પાટવી કુંવરની બચપણમા સંભાળ લેવાને એક દાહી અને અક્કલમંદ આયા રાખી હતી. તેની પાસે કાંઈ નજીવાં કારણસર હઠ પકડી એ બાળકે રડવું શરૂ કર્યું તરત તે હુંશીયાર આયા તેને મેહેલની બારી આગળ લઈ ગઈ, અને નીચે અમલદારો, સીપાઇઓ, વગેરે ફરતા હતા તે તરફ આગળી કરી કહ્યું "જો, નજર કર, આ બધા લોકો ઉપર તારે અમલ ચલાવવાનો છે. તે લોકો તુંને રડતો દેખશે તો તારો હુકમ કેમ માનશે ?"

આવી રીતે તેને પોતાની ઉંચી સ્થિતિનું ભાન કરાવી, રડવું શરમ ભરેલું છે એમ બતાવ્યું. આવી અસર બાળકને મારવા ધમકાવવાથી કે ડર બતાવવાથી કદી ન થાય.

૬) રડવાથી, અથવા કાંઇ ચેનચાળા કરવાથી (જેવા કે, આખો વારંવાર વાદરાંની પેઠે મટમટાવવી ખાતા ખાતા કુતરાની પેઠે હોઠેથી લબલબ અવાજ કરવો ગરદન વાંકી ચૂકી મરડવી, દાંત કચકચાવવા; ટોક કરડવા, ઇ૦ ઇ૦), સેપલા અને માટી ખાવાથી, એ વગેરે ન્હાનીરુની કુટેવોથી ચહેરો કેવો બદસુરત લાગે છે તે તેની સામે "આરસી" ધરી તેમાં બતાવી જોવું, અથવા તો બીજુ કોઇ તેમ કરતું હોય તો તેનો ચેહેરો જોઇ કેવું હસવું આવે છે તે દેખાડી તેની કુટેવ છોડવા સમજાવવું.

(અપૂર્ણ)

કેશવલાલ જયશંકર ધોળકીયા.

# ગૃહધર્મ.

## અભણ માતાથી છોકરાં ઉપર થતી અસર.

( ગયા અંકથી ચાલુ. )

**સ્ત્રીલેખ**—( લખનાર બ્હેન છબીબાઇ નાનજી.)

પોતાની દીકરીએના વર અને દીકરાઓની વહુની યોગ્યતાની તજવીજ કરવાનું ભાન હોતું નથી.

આપણા દેશમાં જ્યારે છોકરાંના સંબંધ કરે છે, ત્યારે અભણ માતાઓ પુત્ર પુત્રીના સગપણ કરે છે તે વખતે વહુ કેવી છે, તેની યોગ્યતાનો વિચાર કરી શકતી નથી. તેમજ પોતાના ધણી તથા બીજા વડીલોને જણાવી શકતી નથી. તેનુ પરિણામ ઘણી વખત એવું થાય છે કે, દીકરાને વહુનું ને દીકરીને જમાઇનું કજોડું થાયછે.

વસંતતિલકા.

"જોડાં નહિ જગતમા બહુ છે કજોડા,
તે તો હવે પ્રિયજનો કરવા જ થોડા;
એ ચાલ હાલ જન જો ઝટ છેડી નાંખો,
તો, ભાઇ, આ ભવ વિષે સુખ સ્વાદ ચાખો."

દુનિયામાં જોડાં નથી, કજોડાં ઘણાં છે. તેથી હે એનો, હવે કજોડાં કરવા નહિ. એ રિવાજ હવે કાઢી નાખો, તો હે ભાઇ આ જીંદગીમાં તમે સુખ પામો. અને એવાં કજોડાં થવાથી આખો જન્મારો દુખમાં જાય છે. પણ જો માતાઓ કેળવણી પામેલી હોય તો આપણા દેશના રિવાજો તથા બીજા સુધરેલા દેશોની પ્રજાની કેવી કેવી લાયકીઓ આ બાબતોમાં જુએ છે તેની તજવીજ કરી, પોતે પણ તેમ કરી શકે. પણ માતાઓ અજ્ઞાન હોવાથી સુધરેલા દેશોમાં કેવા કેવા રિવાજો છે તેની તેને ખબર હોતી નથી. આપણા દેશમાં પ્રાચીન કાળમાં માતાઓ સુધરેલી હતી, તેઓ પોતાની દીકરી દીકરાઓનો સંબંધ જોઇ વિચારીનેજ કરતી. તેથી તેઓનાં યોગ્ય જોડાં નીવડતાં. જેવા કે સીતા, દ્રૌપદી, વગેરે સતીઓના સ્વયંવર થયા હતા. તેથી તેમનાં કેવાં લાયક જોડાં થયાં હતાં? તેવીજ રીતે થાય તો કદી પણ કજોડાં થાય નહિ. મૂર્ખ માતા પોતાનો દીકરો સારી કેળવણી પામેલો હોય તો તેનું સગપણ મૂર્ખ છોડી સાથે કરીને લાકડાં સાથે માંકડું વળગાડી દે છે. તેથી તે રૂપ, ગુણ, ઉમ્મર વગેરેનું કજોડું થાય છે. વળી છોડી સારી હોય તો અભણ મા જમાઈ સારો ગોતતી નથી. તેથી પણ કજોડું થાય છે, અને અંતે પછી તેઓને બનતું નથી. અને આખી જીંદગી દુખમાં જાય છે. પણ જો કેળવણી પામેલી માતા હોય તો,

તે જાણે કે દીકરો કેળવણી પામેલો છે, ત્યારે તેની સ્ત્રી પણ તેવી જ ગોતવી જોઇએ. અને દીકરી કેળવણી પામેલી હોય તો, તેનો વર પણ તેવો જ ગોતવો જોઇએ. તેથી તે બંનેનું યોગ્ય જોડું થાય. અને જો એવાં જોડાં થાય તો, દેશની હાલત સુધરે અને પછી દેશ ચડતી પદવીને પ્રાપ્ત થાય.

લગ્નના ખોટા રિવાજથી કેવાં માઠાં ફળ નીપજે છે તે આપણે ઘણીવાર જોઇએ છીએ તોપણ સ્વાર્થી અને અજ્ઞાની માતાઓ તે રિવાજ તજતી નથી. કોઇ વળી સારૂં કુળ જોઇને ઝટ કુળના કુવામાં નાંખે છે. મૂર્ખ સ્ત્રી પોતાના ધણીને કહે છે મારા છોકરાને ઝટ પરણાવો. આ કુળતો બહુ સારૂં છે, પછી આવું નહિ મળે; પણ કુળ કેવું નામ તે અભણ સ્ત્રી જાણતી નથી.

પોતાનાં છોકરાંનાં બાળ લગ્ન કરાવે છે તથા કન્યાના પૈસા લેતાં પોતાના ધણીને અટકાવતી નથી

દોહરો.

"સદ્‌વિદ્યા સદ્‌ગુણ સદન, સદાચાર સુવિચાર,
ઉતમ કુળ તો એજ કે જે ઘેર સુખી નરનાર.
કુસંપને કંજુસપણું માનિનીને નહિ માન,
એજ અધમથી અધમ કુળ, નિર્ધન નિર્વિદ્વાન."

એનો અર્થ એવો થાય છે કે સારી વિદ્યા, સારા ગુણ, સારા આચાર, સારા વિચાર, એટલા ગુણ હોય તે જ ઉત્તમ ગુણ છે, કુળ છે. જે ઘરમાં સંપ નથી, કંજુસપણું છે, અને સ્ત્રીને માન નથી, તે નીચમાં નીચ કુળ ગણાય. ધન વગરનું, ને વિદ્યાવિનાનું તેજ કુળ સારૂં નથી. જો સ્ત્રી કેળવણી પામેલી હોય તો, ઉપર કહ્યા તેટલાગુણ હોય તે સારૂં કુળ, નહિતર તે નઠારૂં કુળ એમ સમજે છે. પરંતુ જો સ્ત્રીઓ અભણ હોય તો પોતાનાં છોકરાંને કુળના કુવામા નાંખે છે. છોકરાં બિચારાં કાંઈ જાણતાં ન હોય ત્યાં તો તેમને પરણાવી દે છે. પરણવુ તે શું અને પરણવું તે શા માટે, પરણવું તે કયાં અને કોની સાથે તથા પરણવાનુ સાર્થક શુ છે? તે સઘળાંથી પોતાનાં બાળક અજાણ્યાં હોય છે તે પહેલાં મૂર્ખ માતાઓ તેને પરણાવવાને તૈયાર થાય છે. નાની છોકરીઓને બુઢા વર સાથે, મોટી છોકરીઓને નાના વર સાથે, પરણાવીને, પોતાનાં છોકરાંનો ભવ બગાડે છે. એથી કેવાં નુકશાનો થાય છે? પરંતુ તેઓને લાજ વળતી નથી. વળી કેટલીઓ તો પોતાને દીકરી હોય છે તેને મોટા વર જોડેજ પરણાવે છે, અને ખૂબ પૈસા મેળવે છે, તથા દીકરીને ગમે એવું દુખ હોય છે પરંતુ તેને પૈસાની લાલચે વેચે છે. એ કેવું નઠારૂં? એક ખાસ પૈસા સારૂં પોતાની દીકરીનો કોઈ દિવસ જીવ પણ જાય છે. કારણ, તેના સાસરાનાં માણસો ખરાબ હોય છે. તથા ખરાબ ન હોય તો બુઢા વર સાથે પરણાવે છે તેથી ઘરડો વર ઝટ મરી જાય છે તેથી તેને દુઃખ ભોગવવું પડે છે. માટે એવા પાપી માણસો ધિક્કારવા જોગા છે. અને કન્યાવિક્રય કરવામાં ઘણું પાપ છે.

શાર્દૂલવિક્રીડિત.

" કન્યા વિક્રય જે કરે ધન લઈ ધિક્કાર તેનો ધરો,
કીર્તિના કદી લોભથી કુળ જુએ એ પાપી પુરો ખરો;
કીર્તિ દ્રવ્ય તણો કશો જગતમા જે સ્વાર્થ સાધે નહિ,
કન્યાના સુખનો વિચાર કરશે તે પુણ્યશાળી સહી."

જે માણસો કન્યાના પૈસા લે છે તે ખરેખર ધિક્કારવા જોગ છે. કીર્તિ લોભથી કુળ જુએ છે તે માણસ પુરેપુરા પાપી છે. પણ જે માણસો કીર્તીને ધનનો સ્વાર્થ સાધતા નથી, અને ફક્ત કન્યાના સુખનો વિચાર કરે છે તે જ માણસ પુણ્યશાળી કહેવાય છે. એવી રીતે અભણ માણસો પૈસાના લોભથી પોતાની છોકરીઓના બાળલગ્ન કરે છે. પરંતુ જો કેળવણી પામેલી માતા હોય તો તે પોતાના ધણીને દીકરીના પૈસા લેતા અટકાવ કરે. કારણ કે તે સમજતી હોય કે કન્યાના પૈસા લેવામા ઘણુ પાપ છે. વળી મૂર્ખ માણસ નાનપણથી જ પરણાવે છે. એ જણા મોટા થાય ત્યારે રોગને લીધે કોઇ બહેરૂ, આંધળુ, વગેરે ખોડ વાળુ થાય છે, તેથી એક બીજાને અણબનાવ થાય છે તેથી તેઓ ઘણું દુખ પામે છે. બાળલગ્નથી ઘણા માઠા પરિણામ આવે છે તે આપણે જાણીએ છીએ. બાળલગ્નથી સ્ત્રીપુરૂષના વિદ્યા અભ્યાસમા ખામી આવે છે, રૂપ, ગુણ, ઉમર, વગેરેમાં તફાવત પડે છે, પ્રજા નબળી થાય છે, સ્ત્રીપુરૂષો અનીતિવાન થાય છે, બાળકોની હત્યા થાય છે, એવી અડચણો આવે છે. આગલા વખતમા આપણા દેશમાં બાળલગ્નનો રિવાજ નહોતો એમ ઇતિહાસો પરથી આપણે જાણીએ છીએ. અને તેથી કરીને જ આપણો દેશ સ્વતંત્ર હતો અને પ્રજા પણ બળવાન હતી. પરંતુ જ્યારથી બાળલગ્ન થયા, ત્યારથી દેશ પરતંત્ર થયો, અને આપણા પર પરદેશી લોક રાજ્ય કરવા લાગ્યા. જુઓ ઇંગ્રેજ લોક યોગ્ય ઉમરે પરણે છે. તેથી તેઓ કેવા જબરા તથા બુદ્ધિશાળી થાય છે? અને કેવા સુખ ભોગવે છે! માટે સ્ત્રીકેળવણી જ હોય તો જ સ્ત્રીઓ યોગ્ય ઉમરે પરણે ને તેથી દેશની ચડતી થાય

( સંપૂર્ણ. )

છોકરીના વડીલોએ છેક લગ્ન કર્યા પહેલા તેના સાસરિયાંની યોગ્યતા જોવી જોઇએ; અને જ્યારે આપણી છોકરીને કોઇ પણ પ્રકારે દુખ થવાનો સંભવ નથી એવું અનુમાન નક્કી થાય ત્યાર પછી પુત્રીને દાનમાં આપવી, અને દાનમાં આપ્યા પછી આપણે હઠ રાખીને તેના સાસરીયાં સાથે વારંવાર જીજ કારણસર વઢીવઢી વેર બાંધી આપણી છોકરીને દુખ થવું થાય એવી ખોટી નીતિ ચાલવવી, એ કુળવાન માબાપનું કામ નથી. માટે છોકરીના સાસરીયાં નારાજ ન થાય એવી રીતે વર્તી છોકરીને સાસરે મોકલવામાં કદી પણ આડા આવવું નહી

' ભામિનીભૂષણ ' સા. ૧ લો

# વર્તમાનરંગ.

**પારસી સ્ત્રીબાલકો માટેનું "રોગનિવારક ગૃહ" (Convelescent Home)**– આ પત્રના ચાલુ વર્ષના ૧ લા અંકમાં ઇંગ્લાંડ દેશમાંના એક ઉત્તમ રોગનિવારક ગૃ હનું વર્ણન આપતાં આ દેશમાં તેવી સંસ્થાની આવશ્યકતા માટેનો એક લેખ પ્રકટ થ ચૂક્યો છે તે અમારા વાંચકોના સ્મરણમાં જ હશે. મુંબાઈની પાસે આવેલા વાંદરા ગામ એવી એક સંસ્થાની હયાતી જાણી અતિ આનંદ થાય છે; અને તે સ્થાપવાનું મા પશ્ચિમ તરફની નવિનતાઓ પ્હેલી ગૃહણ કરનાર તથા પોતાની કોમના નિરાધાર મ બ્યોની ઉન્નતિ કરવામાં તત્પર રહેનાર પારસી કોમને જ છે. તે ગામમાં ગરીબ પારસ સ્ત્રીઓ તથા બાળકો માટે સ્થપાયલા આ 'રોગનિવારક ગૃહ' ના ૧૯૦૩–૦૪ ના થોડા સમય ઉપર પ્રસિદ્ધ થયેલા રિપોર્ટમાંથી ઘણું જાણવા યોગ્ય મળી આવે છે. આ 'ગૃહ'ને સ્તુત્ય હેતુ એવો જણાવવામાં આવ્યો છે કે "ગરીબ નાદુરસ્ત બાઈઓ કે જેઓ પ આધારે રહેવા કરતાં પોતાનો સંસાર નીભાવવાને મહેનત કરવા ખુશી હોવા છતાં ન બળી દેહને લીધે તેમ કરી શકતાં નથી, તેઓને પુરતાં તંદુરસ્ત બનાવી કામકાજ ક વાને શક્તિમાન કરવાં કે જેથી તેઓથી કોઇપણ રીતે પોતાની જીંદગી ઉદ્યોગી અ ઉપયોગી બનાવી શકાય". આ 'ગૃહ'માં ઓક્ટોબર ૧૯૦૩ થી સપ્ટેમ્બર ૧૯૦૪ સુધીમ ૭૨ સ્ત્રીબાલકોએ લાભ લીધો હતો; તેમાં છેક ન્હાનાં બાલકો ૯, પાંચથી ચૌદ વ સુધીનાં છોકરાંઓ ૧૨, તથા મ્હોટી ઉમરની સ્ત્રીઓ ૫૧ હતી. તેઓ નીચે પ્રમાણે માં દગીથી પીડાતાં હતાં.

| | | | |
|---|---|---|---|
| તાવ......................થી પીડાતાં | ૧૫ | આંખની નબળાઈ...........થી પીડાતાં | |
| ઉધરસ તથા હાંફણ.................. | ૧૨ | અતિસાર.. .......... ........... | |
| સ્ત્રીદરદો ............................ ... | ૭ | મરડો................................ | |
| હાડકાની નબળાઈ.............. ... | ૭ | સંધિવા.............. ............ | |
| કંઠમાળ......... ......... ...... | ૨ | તલ્લીફ઼લેલી.......... ... .......... | |
| લકવો..................................... | ૨ | અતિશાર નબળાઇ.................. | ૭ |
| માથાનો દુખાવો.............. ...... | ૨ | | |
| પેટનો દુઃખાવો........ ........... | ૨ | | ૭૨ |

આ રોગીઓની સારવાર તથા તેના પરિણામ વિષે રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે "આ દર્દીઓમાંનાં ઘણાંકને લાંબા વખતની માંદગી તેમ જ અતિશય નાકૌવતી હોવાથી તેઓને માસ ચારથી સાત સુધી રાખવાની જરૂર પડી હતી, જ્યારે બીજાં કેટલાક માસ દોઢથી બે સુધીમાં સારાં થઈ શક્યાં હતાં. એક બાઇને પંદર વરસની ચાલુ બદહજમી (અપચો) તથા પેટમાં દુખારો હતો. તેવનને બે માસ સુધી peptonize કીધેલાં દુધ ઉપર રાખ્યાં અને અનેક દવાઓ આપ્યા પછી અંતે નજદીક (લગભગ) પાંચ

માસે તફાવત પડયો, જેથી ઘેર ગયા ત્યારે ઘણોખરો સઘળો ખોરાક જરપત (પાચન) થઈ શકતો હતો. બીજા એક બાઇને હાડકાંની નબળાઇનું દરદ હતું, અને એટલી નબળાઇ હતી કે થોડો વખતબી બરાબર બેશી શકતાં નહીં હતા, તેમજ વાંકા વળી કાંઇપણ ચીજ લેવાતી નહીં હતી તેઓને નજદીક સાત માસ રાખવાં પડયા હતા, જે પછી બરડો સરખો રાખી તથા વાંકા વળી કામકાજ કરી શકતા હતા, તેમજ એકથી બે કલાક સુધી સાંચા ઉપર શીવી શકતા હતા, અને પહેલા કરતા વજનમાં દસ રતલ વધ્યા હતા. બીજા એક બાનુને પાંચ વરસનો ચાલુ તાવ હતો અને પાંસળામાંના દુખાવાથી પથારી વશ થઇ ગયા હતાં તેમને પણ ૬ માસ રાખવા પડયા હતા જેથી લાંબા વખતની ખોયેલી તંદુરસ્તી પુરતી રીતે મેળવી ૧૨ રતલ વજનમાં વધી ઘેર ગયા. તેવણ પહેલા જવલેજ ઘર થી બહાર નીકળતા હતા. પણ આ ખાતાનો લાભ લીધા પછી દરરોજ ગીરગામના પારસી સ્ત્રીઓના વર્ક રુમ (ઉદ્યોગશાળા) મા જઇ સારી કમાઇ મેળવે છે બીજા બે, હાડકાની નબળાઇવાળા બાળકો, જેમને તાવ અને પેટના મરજથી અંગ ઉપર કોઇ ઠેકાણે પણ માસ જેવું દીસતું નથી અને હાડકાઓ તવાઇને દીવાસળી જેવા થઇ ગયા છે તથા પેટ ગાગર જેવડું નીકળી આવ્યું છે, તેવા બાળકો હાલ આ ખાતાનો લાભ લે છે, અને સુધરતી હાલત પર આવતા જાય છે એ શીવાય એવા ઘણાક દરદીઓ આવી ગયા કે જેઓને લાંબો વખત રાખવાની અગત્ય હતી. તે દરેકના દાખલા દરશાવી લંબાણ કરવાની અગત્ય નથી આ ૭૨ દરદીઓમાં ૮ જણ શીવાય બાકીના સર્વ તેઓના દરદોથી ફારગ થઇ પોતાનું અસલ જીવન પાછું મેળવી શક્યા છે, અને મ્હોટી ઉમ્મરના, પોતાનું કામ કરવા શક્તિમાન થયા છે" .. ..

'બાઇઓ તથા બચ્ચાંઓ જેઓ ફરી હરી શકે છે, તેઓને મ્હોતા-સાંજ ખુલ્લી હવામાં ફરવા મોકલવામાં આવે છે દિવસના થોડાક કલાક ઘર મસારી કામકાજમાં રોકવામાં આવે છે, તેમજ શીવવા ગુંથવા વગેરે હુનરો જેઓને નહિ આવ તા હોય તેઓને શીખવવામા આવે છે તનની સફાઇ જે તંદુરસ્તી માટે અગત ધરાવે છે તે થોડા કપરા હોવા છતા કેમ રાખી શકાય તેનો અનુભવ, એ બાઇઓને ધોવાનું તથા અસતરી કરવાનુ કામ શીખવી આપવામા આવે છે તક મળે બોધકારક ચોપડીઓમાથી વાચન કરી તન સાથે મનની ખીલવણી કરવામા આવે છે. સારી રાંધણનો ખ્યાલ આપવા માટે અઠવાડીયામા એક વખત એમદા પકવાન સારા થવા આવેલા બાઇઓ પાસે બનાવવામા આવે છે, કે જેથી એ અગત્યનો હુનર ખીલવવાને એ બાઇઓને તક મળે'

આ રીપોર્ટ ઉપરથી આવી સસ્થાઓના ઉપયોગીપણાનો ઘણો સારો ખ્યાલ અમારા વાચકોને આવ્યા વિના રહેશે નહીં પ્રશ્ન એટલો જ ઉઠે છે કે શું હિંદુ બાઇઓ પોતાના કોમના નિરાધાર રોગી વર્ગને માટે આવા ખાતાની સ્થાપના કરે તો તે તેમનાથી બનવા જેવું નથી? ઉત્તર હકારમા જ આપવો પડે છે, વાધો માત્ર જ્ઞાન અને વૃત્તિનો જ છે.

**જૈન કોન્ફરન્સમાં સ્ત્રી-ઉન્નતિ માટે દર્શાવાયલા ઉત્તમ વિચાર.**—પોતાના સાંસારિક બંધારણો તથા રીવાજોમાંના ઘણાંક તત્વો હાનિકારક છે એમ હિંદીઓની

સર્વે જાતોને હવે નિશ્ચયપૂર્વક જણાયાથી તેમની સારાસારતા વિષે વિચાર કરવાના હેતુથી વર્તમાન સમયે ઘણેક સ્થળે જુદી જુદી કોમો, જાતો તથા જ્ઞાતિઓની સંમગ્ર સભાઓ મેળવવાનો પ્રચાર ચાલી રહ્યો છે. તેમા અત્યાર સુધી ચાલી આવતીસ્ત્રી-અવગણુનાના દુષ્ટ રીવાજે પણ આ સભાઓના અગ્રેસરોનું ધ્યાન ખેચ્યુ છે, અને તે નિર્મૂળ કરી તે વર્ગની સામાન્ય ઉન્નતિના કેવા કેવા ઉપાયો લેવા એ વિષય પણ સારી રીતે ચર્ચાવાય છે. હાલમા દક્ષિણમા અમલનેર નામના ગામમા જૈનોની પ્રાંતિક સમાજ (કોન્ફરન્સ) મળી હતી, તેમા સ્ત્રી-ઉન્નતિ સંબધી જુદા જુદા ગૃહસ્થોએ ઘણા મહત્વના વિચારો દર્શાવ્યા હતા. તે સભાના પ્રમુખ શેઠ ચીમનભાઇ લાલભાઇએ પોતાના આરંભના ભાષણમા કન્યાવિક્રય, બાળલગ્ન અને વૃદ્ધવિવાહના દુષ્ટ રીવાજેથી એકલી સ્ત્રીજાતિને જ નહી, પણ આખા જનસમૂહને કેટલુ નુકશાન પહોચ્યુ છે એ અસરકારક શબ્દોથી શ્રોતાઓના મગજમા ઠસાવી એ શરમભરેલી રૂઢિઓને વખોડી કહાડી હતી. ત્યાર પછી કેળવણીના પ્રચારના સબધમા મી ડાહ્યાભાઇ ચુનીલાલ શરાફે ચોથા ઠરાવ માટેની દરખાસ્ત મુકી એક લાબુ અને ઘણું વિદ્વત્તાભર્યું ભાષણ કરતા છેવટના ભાગમા એમણે કહ્યું હતુ કે "હવે હુ ખરેખર અને વિશેષ મહત્વના વિષય તરફ વળુ છુ જે કેળવણી વિષે હુ બોલવા ચાહુ છુ તે જો યોગ્ય રીતે અપાશે તો આપણે જે ભવ્ય અને મજબુત ઇમારત બાધવા માગીએ છીએ તેનો પાયો પણ તેવો જ મજબુત બધાશે ગણાશે એ પાયો સારી રીતે નખાશે કે તેના ઉપરની ઇમારત બાધવા જરીએ વાર લાગશે નહિ, અને ઇમારત બાધ્યા પછી તે તુટી પડવાની જરીકે બ્હીક રહેશે નહિ. કારણ નાનપણમા જેવી કેળવણી માણસને મળે છે તેવી જ રીતના પરિણામ તેના ઉપર આખા જન્મારા માટે થાય છે, અને તે માટે તે વખતે જ્ઞાન આપનાર જે માતા, તેની કેળવણી બહુ જ ઉચા પ્રકારની જોઇએ. સુધરેલા દેશો તરફ આપણે જોઇશુ તો આપણને માલમ પડશે કે એમનામા બધે ઠેકાણે સ્ત્રીઓને કેળવણી અપાય છે. સસાર સુખનો પણ આધાર સ્ત્રીકેળવણી ઉપર જ છે, કારણ, આ સસારમાં પુરૂષ અને સ્ત્રી એ બે સસાર રૂપી ગાડીના ચાક છે એ બને ચાક જો સરખા હશે તો જ એ ગાડી સારી રીતે ચાલશે માટે પુરૂષ ભણેલા હશે અને સ્ત્રી જો ભણેલી નહિ હોય તો એ ઘરમા સુખ જરીકે મળશે નહિ. માટે જ પુરૂષોની સાથે સ્ત્રીઓને પણ ભણાવવી જોઇએ હવે એ બાબત લોકોનું ધ્યાન સારી રીતે ખેચાયુ છે, અને સ્ત્રીકેળવણી વિષે લોકોનું વિરૂદ્ધ મત નથી. પણ એ આપવાની ગોઠવણ જેવી જોઇએ તેવી થઈ નથી, તે માટે વ્યવસ્થા થવી જોઇએ."

આ દરખાસ્તને સમતિ (ટેકો) આપતા મી. ભાગચદ છગનદાસે વિશેષમા જણાવ્યુ કે "વિશેષે કરીને આપણા સ્ત્રીવર્ગમા બહુ થોડાની પાસે આ (કેળવણીના મદિરમાં જવાનો લેખનવાંચન રૂપી) રસ્તો છે. માટે તેઓને આ રસ્તાનો પાસ મેળવી આપવાને આપણાથી જેટલી મેહેનત થાય તેટલી કરવી જરૂરની છે. કેટલાક પ્રસિદ્ધ ગ્રથકારોએ એવી રીતના ઉદ્‌ગાર કહાડયા છે કે 'અમારી માની સાથે ફરતા ૮-૧૦ વર્ષ સુધીમા અમોને જેટલું શિક્ષણ મળ્યુ છે, તેટલુ અમને આખા જન્મારામાં મળવુ શકય નથી.' ઇત્યાદિ જોવા

સુધરેલા દેશમા ઘણા લોકોને ઘણુ શિક્ષણ એમની મા તરફથી જ અપાય છે. જે દેશમા મહિલાવર્ગ સુશિક્ષિત છે, ત્યા હાથમા લીધેલા કામમા મદદ કરનારી, છોકરાઓને ભણાવનારી, ધર્મપ્રચાર કરવા માટે ખરા દિલથી મેહેનત કરનારી, માદાઓની પોતાની ખુશીથી સારવાર કરનારી, અને એમ અનેક રીતે સ્વહિત તેમ પરહિત સાધનારી હજારો પત્નીઓ નીકળે છે બીજી તરફ મહિલાશિક્ષણના અભાવે આપણા દેશમા કટાળો ઉપજાવનારો સગ કાદી રસ્તે લટક મટક ચાલનારી, માણસ મર્યા પછી કુટવામા એક મેક સાથે હુંસાતુંસી કરનારી, વેવાઈ વેવાણ માથે કજીયાનું જોર વધારનારી, દેશના ભાવી આધાર-સ્તભ જે છોકરાઓ, તેમને મૂર્ખ અથવા અશકત બનાવનારી, અને ગોકુલ જેવા આનદી કુલમા કલહાગ્નિ ( કકાસ રૂપી આગ ) સળગાવી જ્યા ત્યા વેર વરસાવનારી, સ્ત્રીઓ હજારોની સખ્યામા સ્હેજમા મળી આવે છે પરતુ મહિલાવર્ગના આ સર્વ દોષનુ કારણ આપણે પુરૂપ વર્ગ જ છીએ. માટે આ દોષથી છુટા થવા આપણે મહિલાશિક્ષણ માટે સારી તજવીજ કરવી જરૂરની છે."

ત્યાર પછી સ્ત્રીવર્ગના ઉદ્ધાર માટેના અન્ય વ્યવહારિક ઉપાયો તરીકે, તેમની અધમ દશા બાણનાર અનાચારો દૂર કરવા નીચે પ્રમાણે ઠરાવો થયા હતા —

ઠરાવ ૯ મો—"**કન્યાવિક્રય** જેવી અસત નિધ અને આપણી કોમને કલકભૂત ચાલ આપણામાથી તદન નાબુદ થાય તે માટે (૧) કન્યાવિક્રયના કારણો શોધી કહાડવા (૨) તે કારણો મટાડવા માટે ચાપતા ઉપાયો બાજવા, (૩) દરેક ગામના પચે તે બધ કરવા માટે યોગ્ય નિયમ ઘડી કહાડવા, અને (૪) જેમ બને તેમ ત્વરાથી આપણામા પવિત્ર આચારો પ્રકટ થાય તેવા યત્નો કરવા આપણા સમાજના આગેવાન લોકોનુ આ સભા ધ્યાન ખેચે છે

ઠરાવ ૧૦ મો—**યોગ્ય અને પવિત્ર વિવાહ**; "શ્રાવકોના સોળ સસ્કારમાનો વિવાહસસ્કાર અસત મહત્વનો છે અને તેનો દીર્ઘ કાળ સબધ હોય છે માટે (૧) બાળ વિવાહ, (૨) કજોડા, (૩) બાળા-વૃદ્ધ વિવાહ, ઈ૦ અયોગ્ય અને આપણી કોમને ડુબાવનારા વિવાહના રીવાજો સત્વર બધ કરવાનો પ્રયત્ન કરવા તમામ લોકોનુ આ સભા ધ્યાન ખેચે છે"

આ કોન્ફરન્સના સર્વ ઠરાવો તથા ભાષણો તરફ નજર ફેરવી જોતા ખાસ લક્ષ ખેચે એવી એક બીના એ જણાય છે કે તેમા બાળવિધવાવિવાહ વિષે એક પણ ઉદ્ગાર કોઈ વકતાના મુખમાથી નીકળ્યો નથી જૈનોમા બાળવિધવાઓની સખ્યા ઓછી છે, અથવા તો તેમની દશા દયાજનક નથી એમ તો ભાગ્યે જ કોઈ પણ કબુલ કરશે. છતા જ્યારે તે આચાર સબધી તદન મૌન ધારણ કરવામા આવ્યુ છે, ત્યારે એમ માનવાને કારણ મળે છે કે ક્રાંતો કુરુઢ્યાત બાલવૈધવ્ય જૈન કોમમા સર્વાનુમતે હાનિકારક રીવાજ તરીકે લેખાતુ જ નહિ હોય, અથવા તો તેની વિરુદ્ધનો પક્ષ એટલો દૃઢ અને વગવાળો હશે કે કોન્ફરન્સ જેવા મ્હોટા મડળમા તે રીવાજ બધ કરવાની દરખાસ્ત મુકવાનુ કામ ઘણું સસાહભરેલુ ધારવામા આવ્યુ હશે નહિ

બીજી, મ્હોટી તેમજ ન્હાની, થોડીક જ્ઞાતિઓ પણ કેટલેક સ્થળે આવા અગત્યના વિચારો દર્શાવી તથા ઠરાવો પસાર કરી સ્ત્રી-ઉન્નતિના માર્ગે તરફ જનસમૂહનું ધ્યાન ખેંચતી રહે છે એ દેશોદયની શુભ રેખા જ છે. હવે કર્તવ્ય એટલું રહે છે કે આવા સમારંભોમાં નિર્ણય થયેલા વિચારો અને ઠરાવોને ખંત અને આગ્રહથી અમલમાં મૂકવા.

પાન્થ, બન્ધુસમાજ.

---

પ્રમોધ—કહે કોણ ? મ્હારા નશીબનો વાંક છે મ્હોટાભાઇ (પ્રમોધના પિતા) એ બી.એ. મા આ ફેરી બેસવા ના કહી પ્હેલા રજા આપી હતી પણ ચંદુભાના કહેવાથી ના પાડી. સર્વેશંકર નાપાસ પડયો તેથી મ્હારાપર ચીડાયા ને કહ્યુ કે "મારી પાસે પૈસા નથી, દસ પંદરની નોકરી લ્યો." ભાઇ ચંદ્રશંકર, બી એ. નહીજ થવાય અને ઊર્મિયાનો બાપ લગ્ન કરશે કે નહી તે વિચારે મ્હારૂ માથુ ભમાવી નાખ્યુ છે ઘરમા ગમતું નથી, જમવાની પણ રૂચી નથી, તે ના કહીને આવ્યો છુ

ચંદ્રશંકર—તું નિરાશ થાય તેમા નવાઇ નથી. છતા ગભરાઈશ નહિ, ઇશ્વર જે કરશે તે સારાને માટેજ મારી પાસે સવડ હત તો મદદ કર્યા વિના રહેત જ નહિ પરંતુ આવતી કાલે હું ત્હને વિચાર કરીને કહીશ. હાલમા નોકરીની શોધ કરવી સારી છે પછી બી. એ નો અભ્યાસ પુરા કરના. પરીક્ષા ઓણ નહી અપાય તો પ્હોર અપાશે

આગલી વાતચીત થયા પછી બીજે દીવસે મળવાનુ નકી કરી બન્ને મીત્રો જુદા પડયા પ્રમોધચંદ્ર પોતાની ઓરડીમા જઇ સુતો, ખાના બોલાવા આવ્યુ તેની ના કહીને દુધ પણ પીધા વિના વિચારમા ને વિચારમા ઊંઘી ગયો. સહવારે ઊઠી ચા પાણી પીને બેઠો હતો, ત્યા ચંદ્રશંકર આવ્યો. આ બન્ને જણા વાત કરતા હતા ત્યા નોકરનો છોકરો ચાહનો એક પ્યાલો ને ટપાલના કાગળ ન્યુસપેપર લઈને આવ્યો. કવર ફોડતાં જ ત્હેની અંદરથી નણ કાગળની ચબરકીઓ નીચે પડી, જેમાની બે પચીસ પચીસ રૂપીયાની નોટો હતી, અને ત્રીજી નામ ઠામ વીનાની ચીઠી હતી, તેમા નીચે પ્રમાણે લખ્યુ હતું.

"ત્હમને ત્હમારા પિતા તરફથી મદદ ન મળી શકતી હોય તો ચિન્તા ન કરશો. આ નોટ મ્હણે મોકલી છે ત્હેની તપાસ ન કરશો. ને ત્હમે ત્હમારા અભ્યાસમા જ મશગુલ રહેજો દર મહીનાની આખર તારીખે આટલી રકમ ત્હમને મળશે જશે. કોઈ પણ તરેહની ચિન્તા શિવાય ત્હમે ત્હમારા કાર્યમા ઉત્સુક રહેજો"

"અક્ષર તો બાઈ ઓના જેવા લાગે છે કોણ હશે, કોણે નોટો મોકલી તે સહમજણ પડતી નથી. ચંદ્રશંકર! શુ કરવુ તે સુજતુ નથી ઠીક છે, હમણા બોલવુ નથી જો મ્હોટાભાઈ પરીક્ષા માટે નાજ કહેશે તો મુબાઈ જઈ આ મદદથી અભ્યાસ જારૂ રાખીશ."

ચંદ્રશંકર—તું ત્હારે ફિકર છોડી અભ્યાસમા પડને! શુકન સારા છે આટલું કહી ચંદ્રશંકર ગયો.

પ્રમોધ તો વિચારમા જ પડયો હતો. શુ કરવુ—મ્હોટાભાઇને વાત છેડવી કે કેમ તે વિચારમા નાહ્યો, ખાધુ આખરે દુધ પીતા પીતાં બોલ્યો—'મ્હોટાભાઈ! પછી મ્હારે વિશે શો વિચાર રાખ્યો ?'

કમળાશંકર—શો વિચાર કરવાનો છે ? મ્હને તો એમ લાગે છે કે નોકરી લેવી એ વધારે સારૂં છે. કારણ બે જણને ભણાવવાને મ્હારી પાસે પૈસા નથી. નોકરી ને બી. એ નો અભ્યાસ બે સાથે થાય તો ભલે

પ્રબોધ—મ્હારો વિચાર એવો છે કે કોલેજની બોર્ડીંગમા જ રહું અને ત્યા અભ્યાસ કરીશ મ્હારા નિભાવ માટે હું ત્યા ગોઠવણ કરી લઇશ એટલે ત્હમારે તે તરફની ચિન્ત ન રાખવી.

કમળાશંકરે હાના કહી નહી, પણ ચંદ્રલક્ષ્મી (પ્રમોધની ઓરમાન મા) રમોડામાંથ બોલી ઉઠી ' ભલે જાય–જવા દો !

પ્રબોધશંકરે બીજે દીવસે જોયતો સામાન લઇ કાલેજની બોર્ડીંગમા ગોઠવણ કરી ખાધાખરચના દસ રૂપીઆ કલબને આપવા પડતા. પ્રમોધ ઘરમાથી જુદો રહ્યો તેથી આખા ઘરમાથી માત્ર પ્રબોધની માની વખતનો જુનો ચાકર બહુજ દિલગીર થયો, અને કમળા શંકર કે ચંદ્રલક્ષ્મી ન જાણે તેમ પ્રબોધશંકર પાસે વખતોવખત જતો અને કામ કરતો.

આમ કરતા એક મહીનો પુરો થયો ને પ્હેલી તારીખ થઈ છતા મદદ આવી નહી તેથી પ્રમોધ વીચારમા ને વીચારમા ટેબલ ઉપર માથુ ઉંધુ નાખી પડ્યો હતો, તેવામા ચંદ્રશંકર આવ્યો ને પાછળ ઊભો રહ્યો. એની પ્રમોધને જરા પણ ખબર નહોતી પ્રમોધે વાચવાનુ શરૂ કર્યું વાંચતા વાચતા "મૃચ્છકટીક નાટક નથી, લાવ્યા વિના છુટકા નથી–સસ્કૃતમા એ ચોપડી છે, પૈસા ક્યાથી લાવવા, મદદ હજી મળી નથી " એ વીચારમાં ફરીને પડયો. પ્રમોધને આવી સ્થિતિમા જોઈ ચંદ્રશંકરનુ ધૈર્ય રહ્યુ નહી ને ખભા ઉપર હાથ નાખી બોલ્યો " કેમ ભાઈ–શા વિચારમાં છો. ઊર્મિલા સાભરી કે શુ !

પ્રબોધ—ચંદ્રશંકર ? આ વખત મશ્કરી કરવાનો છે ? મ્હને તો એ વિચાર થાય છે કે મહીનો પુરો થયો ને મદદ મળી નથી તો અભ્યાસનુ શુ થશે ખર્ચ ક્યાથી નીકળશે!

ચંદ્રશંકર—કાંઈ હરકત નહી હું ત્હને મદદ કરીશ આવે વખતે હુ કામ નહી આવુ ત્યારે કામ ક્યારે આવીશ ! મ્હારાથી બનતી મદદ કરીશ ત્હારે જેટલા રૂપીઆ જોઇશે તે કહેજે હું તો શુ પણ ત્હારી ભાભીએ પણ કહ્યું છે કે–પ્રમોધભાઇને મદદ કરતા ખચકાતા નહી તેણે એની સોનાની બંગડીઓ ગીરો મુકી રૂપીઆ ત્હને આપવા કહ્યુ છે જો આ રહી બંગડીઓ

પ્રમોધને આખમા ઝળઝળીઆ આવ્યા ને બોલ્યો ' ભાઈ ત્હારો તો સ્નેહ હોય પણ મ્હારી ભાભી મ્હારા ઉપર એક સગી બ્હેન જેવો ભાવ રાખે છે તેથી ઇશ્વરનો ઉપકાર માનું છુ. ત્હમારો સ્નેહ એવો હશે તો બસ છે બંગડીયો પાછી આપજો. થોડા દીવસમા હું મુંબાઇ જઇશ ને એકાદ બે ટયુશન (ખાનગી ભણાવવાની નોકરી) રાખીશ. મ્હારે કેટલાક શેઠીયાની સાથે ઓળખાણ છે એટલે નભશે. " ચન્દ્રશંકરને પણ એ ઠીક લાગવાથી હા કહી ઘર તરફ ફર્યો કાન્તાને આ વાતની ખબર મળતા બોલી ' ત્હમે સારી સલાહ આપી. પ્રમોધભાઇ મુંબાઈ જશે તો સારૂં અહીં ઓરમાન મા એને સુખ પડવા નહી દે કમળાશંકરનુ વહુ આગળ બહુ ચાલતું નથી મુંબાઈ અભ્યાસ સારો થશે અને જીવ છુટો રેહેશે.

કાન્તાનાં તેમજ ચંદ્રશંકરનાં માબાપ ગુજરી ગયાં હતાં. કાન્તાને પીયરમાં ભાઈ ભોજાઈ શીવાય કોઈ હતું નહી. તે ઘણુંખરૂં સાસરે રહેતી હતી તેથી ભાઈ ભોજાઇની સાથે સારૂ બનતું. પતિપત્નીનાં મન કેળવાયેલાં હોવાથી એ બેમાં કલહ થવાનો સંભવ નહોતો. પ્રબોધચંદ્રની થનાર પત્ની ઊર્મિલા કાન્તાની માશીની દીકરી બ્હેન થતી હતી, એટલુંજ નહી પણ નાનપણથી સાથે રમેલાં ભણેલાં હોવાથી એની વચે સ્નેહભાવ જેવો ને તેવો હતો. ઊર્મિલાના પિતા સુધરેલા વિચારના હોવાથી તેનાં લગ્નની ઉતાવળ કરી નહોતી. પ્રબોધચંદ્રની સાથે વિવાહ કરી પૈસો જોયો નહોતો. પ્રબોધ કેળવાયેલો સમજુ ને શાન્ત હતો તે ઉર્મિલાના ભાઈ રજનીકાન્ત પાસે વખતોવખત આવતો હતો ત્યારે ખબર પડી હતી. રજનીકાન્ત તથા પ્રબોધચંદ્ર એક જ વર્ગમાં હતા.

વાર્તાની શરૂઆતમાં પ્રબોધચંદ્ર ને ચંદ્રશંકરની વચ્ચે જે વાત થઇ હતી તે ચંદ્રશંકર ઘેર આવી કાન્તાને કરતો હતો તે વખત ઊર્મિલા કાન્તાને મળવા આવી હતી. પ્રબોધના સમ્બધી વાત થતાં સાંભળવા ઊભી રહી. પરીક્ષા આપવા ના પાડે છે, પૈસા નથી એવા ભાગ્યા તુટયા શબ્દો કાને આવ્યાઃ કાન્તાની નજર એ બાજુ જતાં ઊર્મિલાને બોલાવી. ચંદ્રશંકર ત્રીજે માળ ચાલ્યો ગયો. પ્રબોધના સમ્બધમાં શી વાત થઇ તે કાન્તાએ ' કમળાશંકર અભ્યાસને માટે પૈસા આપવા ના કહે છે, પ્રબોધચંદ્ર કોલેજમાં રહેવા જાય છે ' વિગેરે બધી હકીકત ઊર્મિલાને સવિસ્તર કહી. સ્વાભાવિક રીતે ઊર્મિલા ખિન્ન થઇ અને વાતોથી મનનો ઉભરો ખાલી કરી બન્ને બ્હેનપણીઓ છુટી પડી.

× × ×

પ્રબોધચંદ્ર મુબાઇ જવાનુ ધારતો હતો તે આપણે ઉપર કહી ગયા છીએ. પ્રબોધના મુમ્બાઇ ગયા પછી પાંચે દીવસે ચંદ્રશંકરને પત્ર આવ્યો. પત્ર વાંચી કાન્તાને પૂછ્યું, "ઉર્મિલા આવવાની છે?" કાન્તાએ કહ્યું "હા, આજ આવવાની છે. પ્રબોધભાઇનો કાગળ છે? ખુશીમાં તો છે ને? " ચંદ્રશંકરે કહ્યું–"હા ખુશીમાં છે. ઉર્મિલાની ખબર પૂછાવી છે. ઉર્મિલા મોસાળ ગઇ હતી તે આવી કે કેમ?" કાન્તા ઝટઝટ પરવારી બપોરના ઊર્મિલાને મળવા ગઇ. ઉર્મિલા કાકી પાસે બેઠી હતી.

ઊર્મિલાની મા મરી ગઇ હતી. તે કાકી પાસે ઉછરી હતી. તેના પિતા શંકરપ્રસાદને ઉર્મિલા અને રજનીકાન્ત બે છોકરાં હતાં. ઘરમાં કાકી સિવાય બીજી કોઇ પુખ્ત સ્ત્રી નહોતી. ત્હેને કાંઈ છોકરૂં નહોતું. પિયરમાં કોઈ સગુ નહોતું, ને બાલવિધવા હોવાથી સાસરે જ રહેતી. સ્વભાવે સમજુ ને શાન્ત હોવાથી ઉર્મિલા અને રજનીકાન્તને મા સાંભરતી નહી. શંકરપ્રસાદ અમદાવાદમાં પ્રસિદ્ધ ડોકટર હતા. બન્ને છોકરાંની ઘરની તેમજ બ્હારની કેળવણી ઉપર પૂરતું લક્ષ આપેલું હતું. ઉર્મિલાના મામા વડોદરે રહેતા હતા. ઘણા દીવસ થયા હોવાથી ભાણેજોને બોલાવેલાં હોવાથી તે બન્ને ત્યાં ગયાં હતાં. રજનીકાન્તની વહુ સુપ્રભા ઉર્મિલાની સમ વયની હતી અને નણંદ ભોજાઇને સારૂ બનતું હતું. સુપ્રભાનું લગ્ન થયુ નહોતું, પણ બન્ને વચે નિશાળનાં બ્હેનપણાં હતાં. ઉર્મિલાને લીધે રજનીકાન્ત અને સુપ્રભા

વચ્ચે બોલવા વહેવાર સહેજ થયો હતો ને રજનીકાન્ત વડોદરે ગયો ત્યારે ઉર્મિલા મા રફત પોતાના પતિની ખબર કઢાવતી ને વખતે નાની ચબરકી પણ મુકતી આજ ઉર્મિલા આવવાની હતી તેથી કાન્તા અને સુપ્રભા બન્ને મળવા આવ્યાં હતા રસ્તામા કાન્તાએ પૂછ્યુ, "ઉર્મિલા આવી કે કેમ?" 'સુપ્રભા—હા મ્હે એમની ગાડી જોઈ હતી મ્હે એમને તો ન દેખ્યાં કારણ એમની તો મ્હાગ તરફ પુઠ હતી, પણ..." "કેમ ભાભી પણ કહીને અટકી પડ્યા? પુરૂં કરોને।"

"જુઓ કાન્તા બ્હેન! ત્હમે મ્હને ભાભી એવુ એવુ ન કહેશો, શુ આપણો બાર પણનો સ્નેહ વીસરી ગયા?"

"લ્યો નહી કહુ હવે, પરણીને આવશો ભારે પૂછાવીશ કે ત્હમે ભાભી ખરા કે નહી"

આમ વાતો કરતા કરતા ઉર્મિલાના ઘર આગળ આવી પહોચ્યા. ઘરમા પેસતા સુદર લક્ષ્મીએ કહ્યુ "નાતના ઉજાગરાથી બન્ને ભાઈ બ્હેન સુઈ ગયા છે"

"કમ સુપ્રભા! નણદને મળવા આવ્યા કે વરને?" એમ કહી સુદરલક્ષ્મી હસી પડી. બન્ને જણા ઉપર ગયા. આગલી મેડીયે રજનીકાન્ત ચોપડી વાચતો વાંચતો ખાટમા ઊંઘી ગયો હતો પાછલી મેડીમા કાગળ હાથમા રાખી ઉર્મિલા સુતી હતી. બન્નેના અવાજથી ઉર્મિલા જાગી ઉઠી ને પાસુ બદલતા કાગળ પડી ગયો તે કાન્તાએ ઉપાડી લીધો. આ કાગળમા ન્હાની કવિતા હતી. તે વાચતા વાચતા ઉર્મિલા સુઈ ગઈ હતી. ઉર્મિલા વિચારમા જ હતી અને બરાબર બોલી નહી આખરે કાન્તા બોલી

"ઉર્મિલા! શા વિચારમા છે? અમે કાંઈ બેશી રહેવા નથી આવ્યા, વડોદરે જઈ આવીને આવી થઈશ એમ અમે નહોતુ ગણ્યુ શુ પ્રબોધભાઈ સાભર્યા છે?"

આ છેલા શબ્દો કાન્તાના મોમાથી નિકળ્યા ને રજનીકાન્ત તે મેડીમા દાખલ થયો. રજનીકાન્ત ઉર્મિલા પાસે પોતાની ટ્રન્કની કુંચી લેવા આવ્યો હતો ઉર્મિલા કુચી લેવા ઉઠી તે દરમીયાન રજનીકાન્ત અને સુપ્રભાની નજર એક થઈ અને બન્નેના હૃદય ધબ કવા લાગ્યા. બીજાને ખબર પડશે એમ જાણી સ્હેજ સ્મિત કરી રજનીકાન્તે કાન્તાને કહ્યુ "ઓહો કાન્તા! તુ પણ આવી છે કે?" 'ના ભાઈ મને શુ કામ જુઓ? જેનુ ધ્યાન ધરતા હો તેની તરફ જુઓને! કેમ, ભાભીને જોઇ મ્હને ભૂલી ગયા કે!!" "ના—ના, એ તો મ્હારી નજરચુક થઇ વારૂ, ચન્દુભાઇ ખુશીમા છે? મને મળશે કે?" "હા, ઘેર જ છે આજ સુધી પ્રબોધભાઇનો કાગળ નહોતો તે છતા ઉદાસ હતા, પણ આજ સ્હવારમા કાગળ આવ્યો છે ત્યારથી ખુશીમા છે. ત્હમારો કાગળ છે, બધાના કાગળ છે, નવરાશ ન મળવાથી કાગળ લખી શકતા નહોતા"

"શુ હવે ત્યાં રહેશે?"

"હાસ્તો, એમને ત્યાં ફાવ્યું. અહીં એમને હરકત બહુ પડતી"

"ચન્દ્રભાઇ કેમ કાંઈ જણાયા નથી?"

"ત્હમારા આવવાની એમને ખબર નહીં હોય"

"ઠીક ત્યારે હું જતા જાઉં છુ" એમ કહી રજનીકાન્ત ગયો. રજનીકાન્તની પાછળ સુપ્રભાની નજર પણ વળી.

કાન્તા—ઉર્મિલા! લે ત્હારો કાગળ, હવે કંઇ છે? એટલું કહી ગુંજામાંથી કાગળ કાઢી આપ્યો.

ઉર્મિલા—મ્હેં પણ કાગળ લખ્યો છે અહીં હમે ધારી મે પાચ છ કાગળ લખ્યા પણ જવાબ જ ન મળ્યો.

કાન્તા—એ તાન કાગળની ગઢ જોતા હતા હમે, ખુશીમા તો છે ને?

વડોદરેથી ખાવાનું આવ્યુ હતુ તમાથી બન્ને બેનપણીઓને આપી બીજે દીવસે કાન્તાને ત્યા મળવાનુ નક્કી કરી છુટા પડ્યા.

કાન્તા વગેરે પેરી તે વખત રજનીકાન્ત અને ગંગાશંકર પ્રબોધચંદ્રનો કાગળ વાચતા હતા.

પ્રબોધચંદ્ર મુબાઈ જઇ ઓળખીતા બેરીયાને મળ્યો અને તેમની મારફત વીસ વીસ રૂપીઆના ત્રણ ટયુશનો ખોળી કાઢ્યા. આવેલા રૂપીઆમાથી જોઇએ તેટલા રાખી બાકીના સેવીંગ્સ બેંકમા મુક્યા હતા અમદાવાદ છોડ્યા પછી બીજે કે ત્રીજે દીવસે જે માસીક રકમ તેને અજાણપણે મળતી હતી તે આવી પહોચી રૂપીઆ પચાસ મારફત હતા તે જ દિવસે ત્હેને મે પાકીટ મળ્યા. મોટું પાકીટ ફોડતા પોતાની છબી ચીતરેલી જોઇ. તે છબીને સુખરા રંગના મખમલનું બરેલુ વગ હતું ને ત્હેમાં ભરતકામ બહુ બારીક હતું. આ છબીની સાથે નાની ચીઠી હતી ત્હેમા લખ્યુ હતુ : "નાનેરુ પાકીટ તોડશો નહિ, તે જેમ છે તેમ ને તેમ જીવની પેઠે સાચવજો, જ્યા જાઓ ત્યા સાથે રાખજો" આ વાચી પ્રબોધચંદ્ર વિચારમા પડ્યો. પાકીટ તોડવાની ઉત્કંઠા તો બહુ થઇ, પણ મન દૃઢ કરી નાખી પાકીટ છબી ભેગા સધળુ પેટીમા મુક્યુ. પરીક્ષાના દિવસ પાસે આવતા જતા હોવાથી અભ્યાસમા જ રોકાવા લાગ્યો. પરીક્ષાના દિવસ પાસે આવતા ગયા તેમ તેમ ચિન્તા વધવા લાગી. તેણે ચિન્તાને આખરે દૂર કરીને શાન્તિથી ઇશ્વર ઉપર આધાર રાખી વાચવા માડ્યું.

પરીક્ષા આવી પરીક્ષાના દિવસ તો જલદી ચાલ્યા જાય છે. સ્હવારમા વાચી નાહી ધોઇને ખાઇ નવ વાગે પરીક્ષાના મંડપમાં જતો સાંજે ચોપાટીપર ફરી આવી ખાઇ થોડુ વાચી સુતો. આમને આમ પાંચ દીવસ ગયા. પરીક્ષા પુરી થઇ. માત્ર પરિણામની જીજ્ઞાસા

શિવાય મનમા કાંઇ નહોતુ એક દીનસ સ્હવારમા આરામખુરશીમા પડ્યો પડ્યો સરસ્વતીચંદ્ર વાચતો હતો, વાચતાં વાંચતાં સરસ્વતીચંદ્રે વિવાહ થયા પછી કુમુદને લખેલો કાગળ નીકળ્યો ને તેજ વાંચવામા મશગુલ થયો, એટલામા ટપાલવાળાએ કાગળ હાથમા લાવી મુકયો. ચંદ્રશંકરના અક્ષર ઓળખી ચોપડી ઠેરે મૂકી

પ્રિય બન્ધુ પ્રમોધ

વિ ઘણા દિવસથી ત્હારો કાગળ નથી, તેથી ચિન્તા થતી હતી ઉર્મિલાએ પણ એની બ્હેનને બે ચાર વખત પુછ્યું હશે જવાબમા 'પરીક્ષામા રોકાયા હશે એટલે લખી શકયા નહી હોય' એટલું જ કહ્યું હતુ હવે મુક્ત થયો હોઇશ તો પત્રની આશા રાખુ છુ. હવે આ તરફ કયારે આવવુ છે ? સર્વ બન્ધુઓ મળવા તલપી રહ્યા છે ત્હેમા ઉર્મિલાતો ચાતક પક્ષીની પેઠે ત્હારી વાટ જુવે છે ત્હારી ભાભી તરફથી ખબર મળ્યા છે કે શંકરપ્રસાદ ત્હા ! આવવાની રાહ જુવે છે, આવ્યા પછી લગ્નનો દીવસ નકી થશે માટે જેમ બને તેમ જલ્દી આવજે ઉત્તરમા દીવસ નકી થઇ આવશે એમ માનુ છુ હાલ એ જ જોડેનો કાગળ વાચ્યા વગર જ મ્હે બીડ્યો છે

લી. સ્નેહી. બન્ધુ

( અપૂર્ણ )

---

# સ્વાગતમન્દિર.

**કલાપિનો કેકારવ** ( ગયા અંકથી ચાલુ )—ગ રા મશ્રુિશંકરના ઉપોદ્ઘાતમાં .પેલા અભિપ્રાયને માનનીય ગણવા છતા પણ અમારે સવિનય જણાવવુ પડે છે ' કલાપી કવિ નથી પણ રસિક છે ' એ ત્હેમનો મત તેઓ સ્થાપિત કરી શકયા ી ત્હેમના આપેલા વર્ડ્ઝવર્થના કવન પ્રમાણે પ્રાચીન કે અર્વાચીન કોઇ પણ- ક્ા કવિઓ પણ–' કવિ ' પદ ધારણ કરવાને આપણને ભાગ્યે જ યોગ્ય ગશે અને શેલિના વર્ણન પ્રમાણે કલાપીને શા માટે ' કવિ ' ન કહેવો એ ાવ ઉત્પન્ન થશે કારણ પ્રકાશકના જણાવ્યા પ્રમાણે ' ત્હેના કેકારવમા મધુરતા છે, મૃદુતા સરલતા છે, ઉદારતા છે, દયા છે ' અને કવિ ન્હાનાલાલ દલપતરામ જેમનો મત ળે સ્વીકાર્યો છે, ત્હેમના જ કહેવા પ્રમાણે પણ કલાપીને ' કવિ ' કહેવાનો આપણને

હક મળે છે, કારણ સતત ચિન્તામય જીંદગી ગાળનાર અને હમ્મેશાં હ્હેના લેખનમાં જ તલ્લીન રૂહેનાર મનુષ્ય કવિ કહી શકાય તો ઠાકોર સુરસિંહે પોતાના ટૂંક જીવનમાં જેટલું લખ્યું છે તેટલું કોઈ પણ મનુષ્યને કવિપદ આપવાને પૂરતું છે મહાન પુરુષોના અને હ્હેમાં પણ કવિવરોના હૃદયો સુકુમાર અને નમ્રતાભર્યાં હોય છે તેથી કલાપી પોતાને કવિ તરીકે નહિ લેખતા હોય એ સ્વાભાવિક છે (મહા કવિ કાલીદાસની રઘુવંશના પ્રારંભની પ્રાર્થના અને કવિવર બાયરને પોતાની કવિતાઓનો નાશ કરવાનો કરેલો સંકલ્પ પણ એ જ સૂચવે છે) પરન્તુ તેથી ગૂજરાતના સાક્ષર વર્ગની કવિ શ્રી કલાપી તરફની ફરજ કોઈ પણ રીતે ઓછી થતી નથી કવિ તરીકે સ્વીકાર્યાં પછી પણ હ્હેમને હાલના પ્રથમ પંક્તિના કવિમંડળમાં સ્થાન મળે છે કે કેમ એ બીજો મ્હોટો સવાલ છે, અને હ્હેની ચર્ચા બહુ ફળદાયી થઈ પડે એમાં કાંઈ સંશય નથી પણ અમને તેમ કરવાને હાલ સ્થાન નથી તેમ સમય પણ નથી છતાં એટલું તો જણાવીશું જ કે, સામાન્ય રીતે કલાપીના કાવ્યો તરફ સહૃદયતાથી જોયાથી હ્હેમાં ગૂજરાતના કોઈ પણ કવિમાં નહિ જોવામાં આવતી અન્ય સરળતા અને પ્રેમાર્દ્રતા નજરે પડે છે રાજવી કવિ તરીકે, હ્હેમની કૃતિઓમાં રાજત્વની છાપ છે રાજપુત્ર પણ કવિ હોવાથી હ્હેમના કાવ્યોમાં રજપુતપણાની ગંભીરતા સાથે કવિત્વના માર્દવનું સમીકરણ છે કબુલ છે કે કલાપીએ સ્વયંગ્રથ મણિબાનનું ઘણું અંગે અને ન ... મણિશંકરનું કેટલેક અંશે અનુસરણ કર્યું છે અને હ્હેમના ભાષાન્તરો તેમજ સ્વતન્ત્ર કાવ્યોમાં ઘણું એવું છે કે જે ઘણાયું હોત તો વધારે સારૂં થઈ શકત પરન્તુ એમનું નવ જોતાં એ સર્વ દોષ દૃષ્ટિમાંથી દૂર થઈ જાય છે અને અનુકરણો તથા ભાષાન્તરોને ક્ષણભર દૂર મૂકીએ તો પણ બાકી રૂહેતા જીવનતરંગો અને હૃદયતરંગિઓમાં જન્મ પામેલાં સ્વતન્ત્ર કાવ્યો પણ આપણા મનને ખાત્રી કર્યાં વિના રૂહેતા નથી જ કે આ લેખક 'કવિ' છે કલાપી એ સાંપ્રત સમયના લેખક છે તેથી હ્હેમને યોગ્ય ન્યાય કરવાનું ભવિષ્યની પ્રજાને આપણે સોંપીશું તો તે ખોટું નહિ કહેવાય પરન્તુ અમારી એટલી તો ખાત્રી છે, કે જ્યારે એમનાં કાવ્યોમાંથી ઘણું ખરૂં નકામું અને નિર્માલ્ય ગણીને ત્યજી દેવામાં આવ્યું હશે ત્યારે પણ હ્હેમાનું કેટલુંક તો એવું અમરત્વ રૂહેશે જ કે જે એમનું કાવ્યજીવન આપણામાં નિરંતર એવું ને એવું તાજું સુન્દર અને રસમય, વધ રાખશે

નારન્સ્ત્રીઓનો ઉદય ચ્હાનાર-દરેક સદ્ગૃહસ્થે આ પુસ્તકના વાચનનો વિસ્તાર વધે તેવો યત્ન કરવાની આવશ્યકતા છે

વિધવાવિવાહ ઇષ્ટ વા અનિષ્ટ છે તે બાબત ચર્ચા કરવાનુ આ સ્થાન નથી લેખક પોતે વિધવાવિવાહની વિરૂદ્ધ છે એમ લક્ષ્મીબાઈ અને સીતાબાઇના સંવાદ ઉપરથી જણાઈ આવે છે; છતા વિધવાવિવાહ સ્પૃહણીય નથી તેવુ સીતાબાઇના મનમા ઠસાવવાનો પ્રથમ રનો યત્ન જેટલે અંશે અપૂર્ણ છે તેટલે અંશે વિધવાવિવાહ સામેની લેખકની લડત પણ અપૂર્ણ છે. પુસ્તકમા એક સ્થળે "હે રઘુવર, હે કપીંદ્ર, મ્હારો પતિ મરી ગયો નથી.હજુ મ્હારા અંતઃકરણમા જીવતો છે" એવા વચન પુનર્લગ્ન કરનાર વાલીવાનરની સ્ત્રી તારાના મુખમા શુદ્ધ સ્નેહના દૃષ્ટાંત તરીકે મૂકવામા આવ્યા છે તે વાચક પર ગંભીર અસર કરવાને બદલે કાંઇક હાસ્ય ઉત્પન્ન કરે છે આ વચનો તથા 'મુસલમાન બન્ધુઓના રાજ્યમા લોકોને ધર્મસ્થાપના કરવા અવકાશ નહોતો અને પાછળથી ઇંગ્રેજોએ હિન્દને સર કર્યુ એટલે રાજ્યકર્તાના દેશમા ચાલતી ભાષા અને રિવાજોનુ અનુકરણ સ્વાભાવિક રીતે બધે થાય છે તેવી રીતે અહિં પણ થયુ છે, અને **શાસ્ત્રમાં વિધવાવિવાહ શાસ્ત્રવત્ છે એવા શ્લોકો** પણ પેશી ગયા છે'—આ ગર્જના લક્ષ્મીબાઈ જેવા ઉચ્ચ પાત્રનું ગૌરવ કાંઇક કમી કરે છે અંગ્રેજો આવ્યા પછી વિધવાવિવાહ સશાસ્ત્ર છે એવુ જણાવનારા શ્લોકો શાસ્ત્રમા ઘુસી ગયા, આ એક તદ્દન નવીન કલ્પના માત્ર છે અને ઐતિહાસિક દૃષ્ટિથી કોઇ પણ તેનો સ્વીકાર કરી શકે એમ નથી આ નવલકથાના ૧૩૪ મે પાને સાતમી પંક્તિ મૂકી પાછળની દસ બાર પંક્તિઓ મુખ્ય કરીને ૮-૯-૧૦-૧૧-૧૨-૧૩ મી પંક્તિઓ લેખકે ફરી વાંચી તેમા કેટલોક ફેરફાર કરી પુસ્તકની શિષ્ટતા પ્રથમ રાખવાની આવશ્યકતા છે આ પુસ્તક સ્ત્રીઓને પ્રસંગ કરીને વાચવા લાયક હોઇ તેમા જરૂર સુધારો કરવો જોઇએ છીએ

સ્ત્રીઓની ઉન્નતિ કરવાના-હિન્દુ સંસાર ઉચ્ચ અને સુખપૂર્ણ કરવાના-શુભ હેતુથી ગુર્જર સાહિત્યમા પ્રકટ થયેલા જૂજ પુસ્તકોમા આ પુસ્તકને પણ સ્થાન આપી શકાય તેવી સામાન્ય રીતે તેની રચના થયેલી છે

**હિતશિક્ષા***—આ નામનુ ન્હાનુ, ગ્રેઉન ૩૨ પેજી ૧૬૦ પાનાનુ, પુસ્તક જૈન જ્ઞાનપ્રસારક મંડળ તરફથી પ્રસિદ્ધ થયુ છે તેમા તેના મુખપૃષ્ઠ ઉપર જણાવ્યા પ્રમાણે "સ્વાભાવિક-કુદરતી નિયમો ઉપર બંધાયલા અને આ લોક તથા પરલોકમા સુખ આપનારા **સાદાં સત્યો**' કેટલાક ધર્મ જીજ્ઞાસુઓની આગળ એક વિદ્વાન મુનિ મહારાજના મુખમાથી કહાવવામા આવ્યાં છે, અને નીતિ તથા વ્યવહારને પક્ષે તે ઘણાં ઉપયોગી અને મનન કરવા યોગ્ય છે જો કે લેખકે આ સત્યોને "સર્વ ધર્મોને માન્ય" ગણી પ્રદર્શિત કર્યા છે, છતા સ્વાભાવિક રીતે જ તેમના તરફથી જૈન ધર્મના ખાસ સિદ્ધાંતો પ્રકાશિત કરવા તરફ વિશેષ વલણ, પટાંતરે તેમજ સ્પષ્ટપણે, રખાયુ છે, અને એક સ્થળે તો એટલે સુધી કે "સદસદ્વિવેકબુદ્ધિ (conscience) ની આજ્ઞા ઉલ્લંઘીશ નહિ" એ મથાળાના વ્યાખ્યાનમા માત્ર જીવહિંસાના દોષનો જ ઉપદેશ કરેલો છે તો પણ ભાષાની સાદાઇ, શૈલીની સરળતા, વિષયનુ વિવેચન ઇ૦ તરફ સામટી રીતે જોતા આ ન્હાનુ પુસ્તક ખાસ વાંચવા લાયક જણાય છે; અને સામાન્ય વર્ગના મનુષ્યોએ અવશ્ય જાણવા જેવા કેટલાક

* પ્રકાશક, રા. રા. વાડીલાલ મોતીલાલ શાહ

"સાદા સત્યો' નુ શિક્ષણ તેમને સ્હેલાઇથી મળે એવો લેખકનો આ પ્રયાસ સ્તુત્ય છે

**દિલ્હી દરબાર§**—બ્રિટિશ મહારાજ્યના રાજાધિરાજ નામદાર સાતમા એડવર્ડના ઇ સ ૧૯૦૨ મા હિંદુસ્થાનમા થયેલા રાજ્યારોહણના સમયે દિલ્હી શેહેરમા જે ભવ્ય આડબરી દરબાર ભરવામા આવ્યો હતો તેનુ સવિસ્તર વર્ણન આપવા અથ આ પુસ્તક રચાયલું છે તે વાચી જોતા જણાય છે કે લેખકે પોતાની તે વખતની વિકટ મુસાફરીમા પણ દરેક ઉપયોગી વસ્તુ તથા બનાવનુ ઘણી બારીકાઇથી અવલોકન કર્યુ છે, અને તે સમયની ઘણી ખરી અગત્યની બીના, રસિક વર્ણન રૂપે આ પુસ્તકમા સમાવેલી જણાય છે ત્યા ભરાયલા હિંદિ પ્રદર્શનના સબધમા ગુર્જરબન્ધુઓની કર્તવ્યબુદ્ધિને જાગ્રત કરવા લેખકે યોગ્ય ઉપદેશ કર્યો છે પરતુ કાંઇક શોકકારક વાત એ છે કે ભૂખે મરતી પ્રજાના અનામતે મુકેલા ધનનો, આમ લખલટ, નિરર્થક માર્ગે, અને દેશપરદેશમા પોતાનો બાદશાહી દમામ દર્શાવવાનો લોભ સતોષવા ખાતર જ, દુર્વ્યય થયેલો જોઇ કોઇ પણ સ્વદેશ પ્રેમી નરને ઉભરાટ આવે એવી લાગણી લેખક આ પુસ્તકમા દાબી નાખી લાગે છે પુસ્તકના અંતભાગમા હિંદુસ્થાનના મ્હોટા અધિકારીઓ રાજાઓ તથા નામાંકિત અગ્રેસરોની જે છબીઓ આપેલી છે, તે આપણા દેશની ચિત્રો છાપવાની કળાની ખામી જ પ્રદર્શિત કરે છે છતા આ પુસ્તકથી ગુજર ભાષાના વર્ણનાત્મક ઐતિહાસિક સાહિત્યમા વધારો થયો છે, અને અમારા વાચકોને આ પુસ્તક વાચી જોવા અમે ખાસ ભલામણ કરીએ છીએ

# સમય તરંગ.

**સ્ત્રીકેળવણી**—વડોદરા રાજ્યના ઈ સ ૧૯૦૨-૦૩ તથા ૧૯૦૩-૦૪ એમ બે વર્ષના હાલમા બહાર પડેલા રીપોર્ટ ઉપ થી જણાય છે કે તે રાજ્યમા યોગ શિક્ષણ લેતી કન્યાઓની સખ્યા બાદ કરીએ તોપણ નિશાળે જવા લાયકની વયની આખા રાજ્યમાની કન્યાઓની કુલ સખ્યામાથી સેકડે ૮ બાળાઓ શાળામા કેળવણી લે છે

સ્ત્રીકેળવણીનું હિત વધારવા સબધી વિચાર કરવાને વાસ્તે પજાબની સરકારે લગભગ ૪૦ ગૃહસ્થો અને સન્નારીઓનુ એક કોન્ફરન્સ ( વિચારક મડળ ) નીમ્યુ હતુ, તથા તે ચાલુ માસની તા. ૮ મીએ મળ્યુ હતુ

હિંદરત્ન મર્હુમ શેઠ તાતાના સ્મરણમા નવસારીમા તેમના મ્હોટા બ્હેન રતનબાઈ તરફથી નવાજબાઇ વાળી કન્યાશાળાની સઘળી બાળકીઓને ગયા માસના અતમા કપડા બ્હેચવાની ધારણા રાખી હતી, પરતુ તે કપડા તૈયાર ન થવાથી તે કામ આગળ ઉપર મુલતવી રહ્યુ હતુ આ સખાવતના સ્વરૂપમા ખાસ ધ્યાન ખેંચે એવુ એ છે કે, ઇનામ બ્હેચનાર બાઈ શ્રીમત હોવા છતાં, બ્હેચવાના કપડા રેશમી ચલકતાં, કે આજકાલની ફેશનની શીલાઈ કે ઘાટના, કે કોઇપણ રીતે ઘણાં કિમતી નથી, પણ આ ગરીબ કસ્બામા ફાલાફુલી અને દેખાદેખીથી તરેહવાર ફેશન અને શીલાઇના ઘણા ખરચાળ કપડા પ્હેરવાની ગાડી રીત વધી ગઈ છે, અને ગરીબ વર્ગની સ્ત્રીઓ અને છોકરીઓમા પણ કપડાની

§ લખનાર, રા રા. ડાહ્યાભાઇ રામચદ્ર મ્હેતા "ભાગ્તજીવન"ના તત્રી કિ ૨ ૧)

બાબતમાં અતિશય ઇતરાટનો દેખાવ નજરે જોવાના સાદાં બાઈ રતનબાઇને પ્રસંગ આવ્યા છે, તેથી નાખુશ થઈ તે રીત નાબૂદ કરીને સ્વચ્છતા અને સાદાઈ ભરેલાં કપડાં વાપરવાનો બોધ દેવાના હેતુથીજ, ગરમ તથા સુતરાઉ, પણ વ્યવહારૂ ઉપયોગમાં આવે એવાં સાદાં કપડાં વ્હેંચવાનું આ બાઇએ પસંદ કર્યું છે.

ગુજરાતમાં પેથાપુર ગામે મળેલી જૈન કોન્ફરન્સમાં પ્રસિદ્ધ જૈન વિદ્વાન, શ્રી. ગુલાબચંદ ઢટ્ઠાએ પ્રમુખપદેથી ભાષણ આપતાં તથા મુંબાઇમાં આર્ય સમાજમાં મી. મણિશંકર રતનજી ભટ્ટે "આર્યોનાં કર્તવ્ય" એ વિષય ઉપર ભાષણ આપતાં, સ્ત્રીકેળવણીની અગત્યતા તથા મહત્તા સંબંધી ઘણાજ ઉત્તમ અને ગંભીર વિચારો દર્શાવ્યા હતા.

**વિધવાવિવાહ**—પંજાબમાં જોઆનપુર ગામે ગયા માસમાં ભાટીયા કોમમાં એક વિધવાપુનર્લગ્ન થયું હતું. પરણનાર ગૃહસ્થ મથુરાના રહીશ અને એન્જીનીયર છે, અને તેમની ઉમ્મર ૩૫ વર્ષની છે. કન્યા લાહોરના એક અમલદારની ૧૫ વર્ષની પુત્રી છે. તે બાળક હતી ત્યારથી વિધવા થઈ હતી, અને તેનાં પ્રથમ લગ્નનો તેને કાંઈ ખ્યાલ સુદ્ધાંત નથી. તેને ઉંચી કેળવણી આપવામાં આવી છે, અને તેનાં કુટુંબની બીજી સ્ત્રીઓએ પણ તેનાં પુનર્લગ્ન કરવાની ખુશીથી સંમતિ આપી છે.

**હિંદુસંસારદૂષણ**—મુંબાઇમાં ભુલેશ્વર તળાવમાં પડી આપઘાત કરવાના ગુન્હા માટે એક પંદર સોળ વર્ષની યુવાન સ્ત્રી ઉપર કેસ ચાલતાં તેણે જણાવ્યું હતું કે પોતાની સાસુના હમેશના અસહ્ય માર અને જુલમને લીધે તે તેમ કરવા દોરાઈ ગઈ હતી. તેના પતિ વગેરેની જુબાની ઉપરથી તે વાત સાબીત થતાં માજીસ્ટ્રેટે આ બાઇની સાસુને હવેથી કદી પણ તેના ઉપર કાંઈપણ જુલમ ન કરવા ધમકી આપી હતી, અને તેના પતિને પોતાની પરણેલી પત્નીની યોગ્ય સંભાળ લેવાની ફરજ ઉપર ધ્યાન રાખવા, તથા તે બાઇને ફરીથી કોઇપણ પ્રસંગે આવું કામ ન કરતાં જુલમ વેઠવા વખત આવે તો એકદમ તે વિષેની કોર્ટમાં ફરીયાદ કરવા, સૂચના આપી હતી; અને ઉશ્કેરાઈ ગયેલી અવસ્થામાં કરેલા ગુન્હા બદલ તે બાઇને નામની–એક દિવસની આસાન કેદની–સજા ફરમાવી હતી.

મુંબાઈમાં **૧૭ વર્ષની** વયની એક **પત્નીએ** પોતાના પતિ પાસેથી ભરણપોષણ મેળવવાની માંડેલી ફરીયાદનો કેસ નીકળતાં તેનો **૧૨ વર્ષનો પતિ** કોર્ટમાં આવી ઉભો રહ્યો ત્યારે આટલા ન્હાના **છોકરાને** માથે પોતાના ઉપરાંત બીજાનું ભરણપોષણ પુરૂ પાડવાની ફરજ કેવી રીતે નાંખવી એ બાબત ન્યાયાધિશને વિચાર થઈ પડ્યો હતો.

સુરતની દશાલાડ જ્ઞાતિમાં એક વિધવા બાઇએ પોતાની ૮ વર્ષની બાળકીનો, પૈસા લઈ, એક મ્હોટા ત્રીજવર (ત્રીજીવાર લગ્ન કરવા નીકળનાર) સાથે વિવાહ કર્યા બદલ તે ન્યાતનાં પંચે તે બાબત તપાસ કરવા એક કમીટી નીમી હતી. આ કમિટીએ તપાસ કરી એવું જણાવ્યું કે કન્યાવિક્રય થયો છે એ વાત તો નક્કી, પણ વિવાહ તોડવો એ હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ઠીક ન ધારતાં, ઠરાવ્યું કે લગ્ન કરનાર તથા કન્યાની મા પાસેથી કન્યાવિક્રયના દોષ બદલ રૂ. ૫૦૧ નો દંડ લેવો, અને કન્યાને ૧૩ વર્ષની વય થતાં સુધી પરણાવવી નહિ એવી બન્ને પક્ષકારો પાસેથી કબૂલાત લેવી. કમીટીનો આ ઠરાવ ન્યાતના પંચે કબૂલ રાખ્યો હતો.

આખા મુંબઇ ઇલાકામાં સૌથી જુનીને જાણીતી આશરે સોળ વરસ થયાં સ્થાપન થયેલી.

# ગિરનાર લૉટરી—ભાગ સાતમો.

☞ કુલ ટિકેટો ચાર લાખ, દરેક રૂપિયા એકની એમાંથી પહેલેથી છઠ્ઠા ભાગ સુધીમાં ૩૦૫૧૨૨ (વગર અનુક્રમે) ટિકેટો નીકળી છે, અને કુલ રૂપિયા ૧૧૭૫૫૭-૮-૦ ઇનામેના કાઢવામાં આવેલ છે

યાત્રાળુ વગેરેનાં સુખ—સગવડ સારૂ ગિરનાર ડુંગરપર પગથીઆં બાંધવાના સાર્વજનિક કામ માટે આ લૉટરી કાઢવામા આવેલ છે અગાઉથી પૈસા ન મળે તો 'વેલ્યુપેએબલ'થી પણ ટિકીટો મોકલવામા આવે છે. ગ્રાહકોએ પોતાનાં નામ—ઠામ ઠેકાણું સાથે સાફ અક્ષરે નીચે જણાવેલા બે સેક્રેટરી ઓમાંથી ગમે તે એક સેક્રેટરી તરફ પત્ર લખી ટિકેટો વેળાસર મંગાવી લેવી ઢીલ કરશે તે વખતે રહી જશે.

ગયો અવસર ફરીને આવતો નથી, આવી તક વારંવાર મળતી નથી. જથ્થાબંધ ટિકેટો ખરીદનારને બીજી લૉટરીઓ કરતાં કમીશન વધારે આપવામાં આવે છે.

છગનલાલ હરિલાલ પંડયા બી. એ.
પુરૂષોત્તમ કહાનજી ગાંધી.
જુનાગઢ (કાઠિયાવાડ).

# જુનાગઢ પાંજરાપોળ લૉટરી.

ટિકેટો એક લાખ, દરેક રૂપિયા એકની

## પહેલું ઇનામ રૂ. ૧૦,૦૦૦.

### નાનાં મોટાં થઇને કુલ ઇનામ ૨૬૪૫ છે.

નસીબ અજમાવી જોવાની આ ઉમદા તક છે. વળી પુણ્યનું—પરમારથનું—ધર્માદાનું—દયાનું આ કામ છે, અને તે સાથે સ્વાર્થ પણ છે ખાતરી રાખજો. કે એક રૂપિયો ખરચવાથી તમે કદી ગરીબ થઇ જવાના નથી, પરંતુ જો ભાગ્ય હેવી પ્રસન્ન થશે તો એકદમ પૈસાદાર થઇ પડશો ઇનામનું પ્રમાણ સૌથી વધારે છે, તે મુકાબલો કરનારને માલમ પડશે. છ ટિકેટે અરધો રૂપિયો અને અગિયાર ટિકેટે એક રૂપિયો કમીશનનો અપાય છે. ઉધારે ટિકેટો નહીં મંગાવતા જોઇતી ટિકેટો નીચે દર્શાવેલ બે સેક્રેટરીઓમાંથી ગમે તે એક સેક્રેટરી તરફ વિગતવાર સૂચના લખીને વગર વિલંબે 'વેલ્યુપેએબલ'થી મંગાવી લેવી. "ધર્મના કામમાં ઢીલ કરવી નહીં." એ કહેવત પ્રસિદ્ધ છે

છગનલાલ ગુલાબદાસ કાજી
પુરૂષોત્તમ કહાનજી ગાંધી
જુનાગઢ (કાઠિયાવાડ).

બાબતમાં અતિશય ઇતરાટનો દેખાવ નજરે જોવાના માદા બાઈ રતનબાઇને પ્રસગ આવ્યા છે, તેથી નાખુશ થઈ તે ગીત નાબૂદ કરીને સ્વચ્છતા અને સાદાઈ ભરેલાં કપડા વાપરવાનો બોધ દેવાના હેતુથીજ, ગરમ તથા સુતરાઉ, પણ વ્યવહારૂ ઉપયોગમાં આવે એવાં સાદા કપડા વ્હેચવાનું આ બાઇએ પસદ કર્યું છે.

ગુજરાતમા પેથાપુર ગામે મળેલી જૈન કોન્ફરન્સમાં પ્રસિદ્ધ જૈન વિદ્વાન, મી ગુલાબચદ ઢઢ્ઢાએ પ્રમુખપદેથી ભાષણ આપતા તથા મુંબાઇમા આર્યસમાજમાં મી મણિશકર રતનજી ભટે "આર્યોના કર્તવ્ય" એ વિષય ઉપર ભાષણ આપતા, સ્ત્રીકેળવણીની અગત્યતા તથા મહત્તા સબધી ઘણુાજ ઉત્તમ અને ગભીર વિચારો દર્શાવ્યા હતા.

**વિધવાવિવાહ**—પજાબમા જોઆનપુર ગામે ગયા માસમા ભાગીયા કોમમા એક વિધવાપુનર્લગ્ન થયુ હતું. પરણુનાર ગૃહસ્થ મથુરાના રહીશ અને એન્જીનીયર છે, અને તેમની ઉમ્મર ૩૫ વર્ષની છે કન્યા લાહોરના એક અમલદારની ૧૫ વર્ષની પુત્રી છે તે

# સુન્દરીસુબોધ.

[૨ જું] ઈ. સ. ૧૯૦૫ જુન—જેઠ વિ. સં. ૧૯૬૧. [અંક ૧૦ મો.

## કાવ્યકુંજ.



### વેણુ.

અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.
હું તો આછી નીંદરમાંથી જાગી, સખી !
મ્હારા મનની મહેમાની માગી.
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.

ફુલસેજની હિન્ડોલદોરી ડોલી, સખી !
લોકલોકના કલ્લોલ બોલ બોલી,
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.

ઊંડે ટહુકે અજાયાં નેન નમણાં, સખી !
સર્યાં સહિયર ! સલુણાં મ્હારાં શમણાં,
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.

ધીમી ધીમી અમીની છલક આવી, સખી!
મીઠી હલકે મ્હને એટલી હસાવી;
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.

ન્હાનાલાલ દલપતરામ કવિ.

---

## સખીને આમન્ત્રણ.

### (ગરબી.)

સખી! રમીએ આવો સૌ સ્નેહથી રે લોલ, કરીએ મીઠી મીઠી વાતડી,
સખી! દુખડાં સૌ દીનનાં ભૂલતાં રે લોલ, સંચરીએ સુખની વાટડી;
સખી! આવો આંબાને સૌ ખેલીએ રે લોલ, લઇને વિનય ભલી ભાતથી;
સખી! તાળી સૌ ઝીલીએ રંગથી રે લોલ, રઢિયાળી રાત શી આજની!

(સાખી) રૂપમય ચાદર ચાદલે, પાથરી શી આ ઠીક,
એપર આવો ખેલીએ, ગાતાં રૂડાં ગીત.

જુઓ ચાદલો પણ કેવા હસી આભમાં રે લોલ!
વિણી તારલાનાં ફુલ રૂડે લાડમાં રે લોલ!
ઝુમી ખેલતો શો જાય વિમલ આભલે રે લોલ!
સખી! ખેલીએ ન કેમ ત્યારે આપણે રે લોલ!
સખી! રમીએ—

(સાખી) શીતકર વાયુ શો વળી, ઓઢી ફુલ સુવાસ,
અજશિશુ સમ ગેલથી, રસમય ખેલે રાસ.

કદી આપણામાં કોડ કરી ઝૂમતો રે લોલ!
કદી વૃક્ષતણી ડાળ હિંચી ઝૂલતો રે લોલ!
કદી ગાય મૃદુ ગાન સંગ પાંદડે રે લોલ!
સખી! ખેલીએ ન કેમ ત્યારે આપણે રે લોલ!
સખી! રમીએ—

(સાખી) કોયલ મધુરી દૂરથી, સ્હેંદી બંસીનાદ,
સમજાવતી સાનમાં, 'મૂકો જીવઉચાટ'.

ગુણી શીખ વધું લલિત વાયુ હિંચતો રે લોલ!
વળી ચાંદલો શો દિવ્ય અમી સિંચતો રે લોલ!
મુકયો જીવનો ઉચાટ વાયુ ચાંદલે રે લોલ!
સખી! ખેલીએ ન કેમ ત્યારે આપણે રે લોલ!
સખી! રમીએ—૦

(સાખી) રંજક રજની મૌપ્યદા, કૂદે હર્ષ-તરંગ,
ઝીલી પીયે રસ બસી, વાયુ-કોયલ-ચંદ.

સખી! ઝીલીએ આવોને ત્યારે આપણે રે લોલ,
વળી, પ્રીત ધરી પીયે સહી આપણે રે લોલ;
સખી! ઉર ખોલી ખેલે બધાં આંગણે રે લોલ!
સખી! ખેલીએ ન કેમ ત્યારે આપણે રે લોલ!
સખી! રમીએ—૦

વસન્તવિનોદી.

( શિશુમણ્ડલ )

---

# ગૃહધર્મ.

## અભણ માતાથી છોકરાં ઉપર થતી અસર.

( ગયા અંકથી ચાલુ. )

સ્ત્રીલેખ—( લખનાર બ્હેન જીવીબાઈ નાનજી. )

વળી મુખ્ય વાત એ છે આ દુનિયામાં આવીને શું કરવાનું છે. તે અજ્ઞાન માતા પોતાનાં છોકરાંને શીખવી શકતી નથી. છોકરું બોલવા શીખે સા-રથીજ હરેક વાતમાં તેના આગળ ઈશ્વરનું નામ લેવું જોઇએ, કે જેથી પહેલ વહેલું તેની જીભથી ઈશ્વરનું નામ નીકળે. પછી

ઈશ્વર સંબંધી જ્ઞાન આપી શકતી નથી

જ રહેલી છે. કેળવણી પામેલી માતા પોતાનાં છોકરાંને નાનપણથી જ સત્ય બોલવાપર નજર રાખે છે. અને તેથી તેઓ સુખી થાય છે. અજ્ઞાન માતા એ સંબંધી કાંઇ જ જ્ઞાન આપી શકતી નથી: કોઇ પ્રાણીને દુખી હાલતમાં જોઇ તેના લિધે આપણા મનમાં લાગણી થાય, તેને દયા કહે છે. માણસમાં દયા હોવી જોઇએ. કેળવણી પામેલી માતા પોતાનાં મનમાં દયા રાખે છે. તેથી તેનાં છોકરાં પણ દયાવાન થાય છે. વળી દયામાં કેટલા ગુણ છે! કેળવણી પામેલી માતા પોતાનાં છોકરાંને કહે છે કે, દયાથી ધર્મ વધે છે, દયાથી પાપનો નાશ થાય છે અને પૈસા વગર પણ બધા કર્મનું ફળ એથી મળે છે. એવી રીતે દયાના ફાયદા પોતાનાં છોકરાંને ગણાવે છે. મૂર્ખ સ્ત્રીઓમાં દયા થોડી હોય છે. તેથી તેનાં છોકરાં પણ ક્રૂર થાય છે. તુલશીદાસ કહે છે કે,

" દયા ધર્મકો મૂલ હે પાપ મૂલ અભિમાન,
તુલશી દયા ન છાંડીએ જબ લગી ઘટમે પ્રાણ."

દયા એ ધર્મનું મુળ છે. અને અભિમાન એ પાપનું મુળ છે. તુળશીદાસ કહે છે કે, જ્યાં સુધી શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી દયા છોડવી નહિ. વળી છોકરાંમાં ક્ષમાનો ગુણ પણ હોવો જોઇએ. કારણ કે એ પણ એક મોટો સદ્‌ગુણ છે. કોઇ દિવસ કોઇ માણસ પોતાના વાંકમાં આવ્યું હોય, તો તેને ક્ષમા કરવી. જો સ્ત્રી ભણેલી હોય તો તે પોતાનાં છોકરાં પાસે બીજાં છોકરાંનો વાક ક્ષમા કરાવે છે.

પોતાના દીકરાને પરદેશ જવા દેતી નથી.

કેટલી એક અજ્ઞાન માતાઓ પોતાના છોકરા વેપાર અર્થે અથવા વિદ્યા અર્થે પરદેશ જાય છે, ત્યારે અભણ માતાઓ તેને ના કહે છે, અને કહેછે કે, અરે એટલે બધે દુર મારા દીકરાને હું તોનહિ જાવા દઉં. હશે, આપો રોટલો ખાતાં તે અર્ધો ખાશું? પણ હું તો નહિ જાવા દઉં. એવી રીતે પોતાના છોકરાને બીક લગાડીને તેને પરદેશ જવા દેતાં નથી. તેથી પારકા દેશથી લોક અજાણ્યા રહે છે. અને તેથી દેશમાં વેપાર તથા વિદ્યાકળા સુધારોવધારો થતો નથી. પણ જો માતાઓ કેળવણી પામેલી હોય તો, તેઓ પોતાના છોકરાને પરદેશ વિદ્યા વેપાર કરવા દે છે. અને દેશાટણ કરાવીને હુંશિયાર કરાવે છે. તેથી કરીને તેનાં છોકરાં વિદ્યા તથા વેપારમાં હુશિયાર થાય છે.

પોતાની છોકરીઓને છાણુ લેતાં ખડ લેતાં શીખવે છે તેથી થતાં નુકશાનો.

અજ્ઞાન માતાઓ પોતાની દીકરી છ સાત વર્ષની થાય, ત્યારથી તેને દાસીની આફક હલકો ધંધો કરાવે છે. પણ રાંધતાં, શીવતાં ભરતાં, તથા ભણતાં, વગેરે શીખવતી નથી. અને છાણુ લેવા મોકલે છે. તેથી છોકરીઓ નાનપણથીજ ગુલામડીની માફક કામ કર્યા કરે છે. પણ તેને બીજો ધંધો કરવો ગમતો નથી. એતો સાસરે જાય ત્યારે પણ તેમજ. સાસુ છાણુ લેવા તથા ખડ લેવા મોકલે છે, તેથી છોકરીઓનો ભવ ગુલામ

પણામાંજ જાય છે. પણ તેને બદલે તેને કેળવણી આપી હોય તથા ભરતાં, શીવતાં, શીખવ્યું હોય તો તે છાણુ તથા ખડ કરતાં પણ વધારે કમાય. વળી ઘેર એઠાં ભરે તેથી આબરૂ પણ ખરી. અને સ્ત્રીજાતિને એકલી ગતમાં ભટકવા મોકલવી, એ ઘણું જંગલીપણું છે. પણ જો ભણેલી માતા હોય તો તે પોતાની દીકરીઓને સારી રીતે ભણાવે, તથા ભરતાં, શીવતાં, સારી રસોઈ કરતા વેતરતા, ગુંથતાં વગેરે શીખવે તેથી તેની દીકરીઓ હુંશીયાર થાય. અને વળી તે છાણુ તથા ખડ કરતા તે પણ ઘેર એઠાં વધારે કામ કરે છે. અને વળી આબરૂભર કામ કર્યું કહેવાય.

અભણ માતાઓથી ઉપર કહ્યા તેટલા ગેરફાયદા થાય છે. માટે આપણા દેશની હાલત સુધારવા માટે, આપણા દેશના બાળ નીતિવાન, સદા બાપ ચરણી, આગ્રહી, ઉત્સાહી, શૂરાં, તથા બુદ્ધિમાન કરવા માટે પ્રથમ આપણા દેશની માતાઓને સુધારો ને તેથી કરીને જ પ્રજાનો સુધારો થશે. માટે, હે મારા દેશી બંધુઓ દેશનુ હિત ચાહીને પ્રથમ માતાઓને સુધારો. તેથી બધી પ્રજા સુધરશે અને તેથી દેશ ચડતી સ્થિતિમા આવશે. સર્વે જણો ને સહકુટુંબ ઇશ્વરની પ્રાર્થના કરો કે અમારા દેશની દશા સુધારવાના ઉપાય દર્શાવે

(સંપૂર્ણ.)

---

# વિવિધવિહાર.



## બાળકની કુટેવ, તે કેમ ટાળવી.

(ગયા અંકથી ચાલુ.)

(૨૭) કેટલાક બાળકો લાડમા "તોતળું" બોલે છે અથવા બોલતા જીભ અચકાય છે તેને પ્રથમથીજ સુધારવાની કોશીશ કરવી.

એ દસ્તુર છે કે જેમ ગુસ્સામા આવી ઉતાવળે બોલવા જાય છે તેમ તે વધારે અચકાય છે, તે વાત ધ્યાનમાં રાખી જ્યારે જ્યારે ગુસ્સામાં આવે ઉતાવળે બોલવા જાય ત્યારે એકદમ શાંત પડી ધીમે ધીમે બધા શબ્દો સ્પષ્ટ બોલવાનું સમજાવવું.

(૨૮) છોકરૂં એકલું રમતમા પડે આખડે અને કાંઇ વાગ્યુ નથી એમ જણાય તો તેના સામુ જોવુ નહીં તેમ હસવુ પણ નહીં, અને તેની આસનાવાસના કરવા તેને હાથમા પણ ન લેવુ તો તે તરત ઉઠી પાછુ રમવા મડી જશે પણ તેની આગળ જઈ ઉઠાડવાની જરાપણ કોશીશ કરશો તો તે રોઇ પડી રમતુ બધ થઇ જશે

એજ પ્રમાણે કાંઈ કકાસ કરી કાંઇ અશકય અથવા ગેરવાજબી વાતમા હઠ પકડે અથવા રીસાય તો તેને મનાવવાની અથવા સમજાવવાની કોશીશ કરવી નહીં પણ એકલું છુટુ મુકી દેવુ તેને જ્યારે જાણવામા આવશે કે કોઇએ દરકાર કરી નહીં ત્યારે થાકીને ગેતુ બધ પડી જશે અથવા રીસ ઉતરી જશે

રીસાળ છોકરાની કદી ખુશામત કરવી નહીં તેને તો પડતું જ મુકવુ ત્યાર સુધારે

(૨૯) બાળકને કાંઈપણ નવુ જાણવાની, કોઈ ચીજ વસ્તુ દેખી અથવા કાંઈ વાત સાભળી તો તેના સબધમા અનેક સવાલો પૂછી ખુલાસો મેળવવાની બહુ ઉત્કઠા રહે છે તેને અણસમજુ માતા " લવલવ મા કર ", " અમથો બકારો કેવો માડ્યો છે ' એમ ઠમકોરી અપમાન કરી તેની પૂછપરછ કરવાની ટેવ, જે ' કુટેવ " નહીં પણ સારી ટેવ છે, તેને દાબી દઈ મદ કરી દે છે

આ બહુજ ઉપયોગી વાત ધ્યાનમા રાખવાની છે કે તેના સવાલો સાભળી જરાપણ કંટાળો ન બતાવવો. પણ યથાશક્તિ ખુલાસો કરી તેને પૂછેલી વાત સમજાવવી અથવા બીજુ કોઈ જાણતું હોય તેને કહેવુ કે સમજાવે એવી રીતે પૂછવાની ટેવને જાગ્રત કરી ઉત્તેજન આપવુ શરૂઆતમા તેની સમજશક્તિ વધારી બુદ્ધિ ખીલવવાનુ એજ મુખ્ય સાધન છે

(૩૦) જે કાંઈ ચીજ હાથમા આવે તે ભાગી તોડી મ્હોમા નાખી જોવાની કુદરતી ટેવ હોય છે વાસ્તે છરી ચાકુ વગેરે નુકશાન કર્તા ચીજો તેનો હાથજ ન પ્હોચે એટલે દૂર રાખવી, જેથી તેને વારવાર રચવાળી રોવરાવવુ ન પડે

(૩૧) તદુરસ્ત છોકરૂ સદા ચપળ હોય છે. અને કાંઈકેતું કાંઇક ઉધાળાપણુ, ભાગફોડ, ઢોળનાખ, કર્યાંજ કરે છે તેને વારવાર રોક્યા કરવાથી અને ધમકાવવાથી સુસ્ત અને નિર્માલ્ય બની જાય છે જ્યાંસુધી કોઇ તરેહનું નુકશાન ન થાતું હોય ત્યા સુધી તો તોફાન કરવા દેવુ નહીં તો તેની ચપળતાનો કાંઈક સારે રસ્તે ઉપયોગ લેવાની તજવીજ કરવી અથવા તો તેને એવુ ગમતુ કામ બતાવી દેવુ કે જેથી તે તોફાન કરવુ ભૂલી જાય, ઘરકામમા નુકશાન ન થાય, અને તેની ચપળતા ચાલુ રહે

(૩૨) બચ્ચાને ખીજાવી ઉધાળી રમત મેળવવી નહીં. તેથી તેને દુ:ખ થાય છે અને ચીડીયુ બની જાય છે

(૩૩) બહાર ચોકમાં કે આગણામાં દીવસના ભાગમાં ખુલ્લી હવા અને સૂર્યના પ્રકાશમાં છૂટથી રમવા દેવું " શરદી લાગશે " ' ગરમી લાગશે ' ' નજર પડશે એવું બોલી બોલી અંધારામાં ગોંધી રાખી છોકરાને વેહેમી, બાવરીયું અને પોસીદું (નાજુક) બનાવી મુકવું નહીં

(૩૪) કોઈ બહારના ત્રાહિત માણસ પાસેથી કાંઇ ચીજ માગે નહીં, અને કાંઇ કાંઇ ચીજ પૈસા કે ખાવાનું વગેરે આપવાનું કરે તો તે તમારી રજા વગર લેવા હાથ પણ ન ધરે એવી તાલીમ આપવી

(૩૫) કોઇને ગેલ કરતા મારે અથવા ગાળ દેતા શીખે તો એકદમ અટકાવવું એવે વખતે લાડમાં સાભળી અથવા જોઈ રહી હસ્યા કરવાથી એવા ખરાબ કામમાં ઉત્તેજન મળે છે

છોકરૂં ખેલ કરતું બિલાડીના બચ્ચા અથવા કુતરા કુરકુરીયાને પૂછડીથી ખેચે છે અથવા તેના ઉપર બેસી કૂદે છે, અથવા તો છોકરા પાસે દીવો ધરતા તેને પકડવા ઝાપટ મારે છે, ત્યારે માબાપ વગેરે દેખી હસ્યા કરે છે અને મગરૂરી માને છે કે ' વાહ ! મારૂં છોકરૂં કેવું રમતીયાળ છે ? " પણ જ્યારે તે છોકરાને તે જાનવરના નખ કે દાત લાગે છે અથવા તો તે દીવાથી બળે છે ત્યારે તેમની આખ ઉઘડે છે

એવા જગલી લાડમાં ઉછેરનાર માબાપ ખરેખર તે બચ્ચાના દુશ્મનની ગરજ સારે છે

(૩૬) કોઇ નવું માણસ મળવા આવે તે વખતે છોકરાને અદબથી રહેવા શીખવવું તેને કાંઇ સવાલ પુછે તેના બરાબર ઉત્તર અપાવવા. મુગું બેસી ન રહે, તેમ શરમાળ પણ ન થઇ જાય, તેની કાળજી રાખવી

(૩૭) સાચું બોલવાની ટેવ પાડવી કુદરતી રીતે બાળક હમેશા સત્યવાદી હોય છે પણ તે સદ્ગુણનો ભગ કરવાનો દોષ માતાને શિર છે કાંઇ ભાગફોડ કરી આવે તે કબૂલ કરતા માર પડે છે. એટલે સમજે છે કે સાચું બોલતા તો નુકસાન પણ એટલે ધાસ્તીથી કસૂર છુપાવવા પ્રયત્ન કરે છે

કબૂલ કરી દે તો ગુસ્સાનો અંશ પણ દર્શાવવો નહીં પણ હસતે ચેહેરે સાબાશી આપી માફ કરવું " સાચું બોલતા માફ કરૂં છું ' એમ સમજાવવું જેથી તે ડર છોડી દેશે અને ફરી કાંઇ કસૂર થશે તો તે પૂછ્યા વગર પોતાની મેળે આવી ઝાહેર કરી દેશે.

જેમ પારણામાંજ મા છોકરાને કૂતરા બિલાડા અને ભૂતપ્રેતનો ડર બતાવી વેહેમી અને બ્હીકણ બનાવી દે છે, તેમ તે કાંઇક મોટું અને સમજણું થાય ત્યારે મસ્તી તોફાન અથવા કજીયા કરે ત્યારે, ' ચાલ નિશાળે મોકલી દઇશ," "પાડ વાય"

" સ્લેટ લઇ બેસ; " " મહેતાજીને કહીશ તો તુંને મારશે : " એવાં એવાં વચનથી તેને ધમકી આપી તેને નિશાળ અને માસ્તર તરફ શરૂઆતમાં જ અણગમો ઉપજાવી દે છે. સ્કૂલ તે જાણે કેદખાનું હોય, ભણવું વાંચવું તે મસ્તી તોફાનની સજા રૂપજ હોય, અને માસ્તર તો મારવાનેજ સર્જ્યો હોય : એવા કાંઇક કાંઇક ખ્યાલ તેના મગજમાં ઠસી જાય છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે એવી તરેહની ધમકીથી જ દૂર રહેવું. કાયર ન થાય એવી રીતે રમતે ગમતમાં ભણાવવું. સ્કૂલ જવાના ફાયદા સમજાવવા અને સારા માસ્તર પ્રત્યે ચાહના અને પ્રીતિભાવ વધે અને તેની પાસે હોંશથી શીખે તેમ કરવું.

(૩૭) છેવટે આ બે વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે (૧) છોકરાંને ન્હાનપણમાંથીજ સારી સોબતમાં રાખવાં. શરૂઆતમાં નઠારા છોકરાં સારી સોબતથી સુધર્યા છે, અને ચાલાક સારી વર્તણુંકવાળાં છોકરાને ખરાબ સોબતીઓ મળતાં મોટપણે પાયમાલીને પોહોંચ્યાં છે. (૨) બાળક દેખે તેવું કરે. નકલ જલદી કરી શકે છે. વાસ્તે ઘરમાં કે બહાર અણઘટતા દેખાવ અને અયોગ્ય ચાલચલગત તેની નજરમાં ન આવે અને તેના કુમળા મગજ ઉપર તેની ખરાબ છાપ ન પડે એની બહુ સંભાળ રાખવી.

જે કુટુંબમાં સ્ત્રીઓમાં કુસંપ હોય છે અને રાતદીવસ લડાઇઝઘડો મચ્યો રહે છે તેનાં છોકરાંઓમા પણ અરસપરસમાં અણબનાવ હોય છે, કંકાસ કર્યા કરે છે, અને સ્વાર્થી, ખારીલાં, અને ઇર્ષાળુ બને છે.

જેવું વ્યસન કોઇને કરતાં દેખે તેવાં વ્યસનની પણ નકલ કરતાં શીખે છે. ઘણાં છોકરાંઓને બારીક ધૂળ સુંઘી તમાકુ સુંઘવાની નકલ કરતાં જોયાં છે : અને બીડીનાં ખોખાં, અથવા દાતણ કે નેતરના કટકા સળગાવી બીડી પીવાની નકલ કરતાં જોવામાં આવ્યાં છે.

જે ઘરમાં સવારમાં વેહેલાં ઉઠવાની ટેવ, સ્વચ્છતા, નિયમ, સંપ, સભ્યતા અને ધર્મપર પ્રીતિ અને સારા આચારવિચાર જોવામાં આવે છે તે ઘરનાં છોકરાં પણ સુશીલ, આનંદી, તેજસ્વી, ઉદ્યોગી, અને મર્યાદશીલ હોય છે; અને ન્હાનપણથી જ સૃષ્ટિના સર્જનાર વિશ્વંભરપર પ્રીતિ રાખતાં અને તેના કુદરતી કાયદાઓને આધીન રહી વર્તતાં શીખે છે.

**ડાકટર કેશવલાલ વિ. જયશંકર ધોળકીયા.**
આ. સર્જન રામપૂર સ્ટેટ ( રોહીલખંડ )

# ઈશ્વર સ્મરણનો ફારસ.

(પુખ્ત વયનાં ગંગાગૌરી મેડીએ હીંચકા ઉપર બેઠાં બેઠાં સંધ્યાકાળને વખતે માતાજીની સ્તુતી ગાતાં હતાં. તે ઠેકાણેથી મંદીરમાં દર્શન કરવા જતાં આવતાં લોક દેખાતા હતાં, પણ તે ઉપર ગંગાગૌરીનુ ધ્યાન નહોતું. તે સ્તુતિ કરી રહેવા આવ્યાં હતાં અને એટલામાં તેમની ભાણેજ સૌ. અનિલા સાસરેથી આવી પહોચી.)

અનિલા—ગંગા માશી ! અત્યારે શું ગાતાં હતાં.

ગંગા—કાંઇ નાહ. એતો માતાજીની સ્તુતિ સ્હવારે નહોતી થઈ તે વારૂ નવરી હતી ત્યારે મારા મનમા કે લાવને એજ કરૂં. ત્હારા માસાનો સ્વભાવ તો તુ જાણે છે. સ્હવારે નાહીને સ્તુતિ કરવા બેસતી હની ત્યાં જમવાની ઉતાવળ કરતા આવ્યા. ત્યારે ઉંચા જીવથી સ્તુતિ કરી ને ન કરી તે સરખી એમ ધારી એ વખત કાંઈ ન કર્યું. વળી એમને ગ્હોડવી સ્તુતિ કરીયે તો પુણ્ય પણ શેનુ !

અનિલા—માશી-ત્હમારૂં તો કામજ ઓર. મારી નણંદ ધર્મીષ્ટ છે તેતો કાંઈ અજાણ્યું નથી ?! પણ તેને તો અમુક વખતેજ ઇશ્વરસ્મરણ કરવું એવું કાંઈ નથી. રોટલી કરતી જાય, છોકરાને પીરસતી જાય, ખાસી રીતે વાતોમાં ભાગ લેતી જાય, વખતે ચ્હીડાતી જાય ને સાથે શિવમહીમનનો પાઠ પણ કરે. ત્હમે એમ કરતાં હો તો બીજો વખત નકામો ન બગડેકની !

ગંગા—અનિલા ! જેને જે ગમ્યુ તે ખરૂં. પણ નકામી કુથલી કરવામાં વખત ન બગડે ને ઇશ્વરનુ નામ દેવામાં વખત બગડે ? ખરૂં જોતાં તો હજાર કામ કરતા જઇએ ને પાઠ કરીયે તે નકામો વખત બગડયો કહેવાય. પોપટની પેઠે પાઠ બોલી જવો, સ્તુતિમાં શો અર્થ છે, કોની સ્તુતિ કરીયે છીએ, તે વખતે મનની શાન્તિની જરૂર છે કે નહી તે તો સમજીયે નહીં; પછી એવી સ્તુતિ-પૂજાથી શો લાભ ! એવાં ને તો હું ઢોંગી ગાનુ છું.

(એટલામાં રૂખમણી પડોશણ આવી પહોંચ્યાં.)

રૂખમણી—ગંગા ભાભી ! કોણ ઢોંગી છે ?

ગંગા—કાંઈ નહિ, આ તો અલગતની વાત છે. હરતાં જઇએ ફરતાં જઇએ ને ઇશ્વરની સ્તુતિ, પોપટની માફક,બોલી જઇએ તે કાંઈ ઇશ્વિરસ્મરણ કહેવાય ? કહો વારૂ ?

રૂખમણી—ના ત્યારે આઠ દીવસ સુધી ઇશ્વિર કેવો છે, ક્યાં વસે છે, તે હરવાફરવામાં-

ખાવાપીવામાં સંભારીયે નહિ, ને આઠે દીવસે એક કલાક બધાં ભેગાં થઈ એ ભજનીયાં ગાયાં તે ઇશ્વરસ્મરણ, કેમ વારૂ ? ગંગા ભાભી, મ્હારા જેઠ સુધરેલા તેની સાથે ત્હમે સુધારાવાળાં થઇ ગયાં લાગો છો.

અનિલા—બા આપણે તો પાર્થીવેશ્વર હાયેલીમાં કરતાં જઇએ ને વખતે કોઇ પાસે હોય તો વાતોએ કરતાં જઇએ. ઘરખટપટમાંથી છૂટાં થઈ એક ઓરડીમાં બેસી પાઠ કરવાનો વખત મળતો નથી. સ્હવારે ઊઠીને આડોશી પાડોશીની સાથે બે વાતો કરીયે યે ખરાં–શું લઇ જવું છે ? એ ડાહપણ તો ત્હમને સોંપ્યું, ગંગા માશી.

ગંગા—જુઓ બ્હેનો ! હું ત્હમને ક્યાં કહું છું કે આમજ કરો. મ્હેં તો મારા વિચાર જણાવ્યા. વળી આઠે દીવસે એકજ કલાક ઇશ્વરભજનમાં ગાળવો એવું હું ક્યાં કહું છું ? એ મતમાંના જે ખરા ભક્ત હોય છે તે તો એમ નથી કરતા. તેઓ તો સ્હવારસાંજ એકાંતમાં નિયમિત રીતે નમ્ર ચિત્તે ઇશ્વરનું ધ્યાન ધરે છે. વારૂ રૂપમણી ભાભી, હરકત ન હોય તો ચાલો મંદિરમાં દર્શન કરતાં આવીયે ને લોકોની ભક્તિની રીત જોતા આવીયે. ઇશ્વર ભજવાનો એ માર્ગ તો જુવો ! ચાલ,' અનિલા.

અનિલા—ના, માશી, હું તો નહી આવું, મારે ત્યાં મને વઢે; ત્હમે જાઓ જવું હોય તો.

ગંગા—હા એ ખરૂં, પણ હું સાથે છું પછી કાંઇ હરકત નથી. તેમને હું ખરૂં કારણ કહીશ. હું પણ ક્યાં રોજ જાઉં છું. આતો ધર્મપાઠ વિશે વાત થઇ ત્યારે આપણી બ્હેનોનું મૂળ ઇશ્વર તરફ કેટલું મન હોય છે એનો ચિતાર ત્હમને બતાવું. આજ પવિત્રા અગીઆરશ છે તેથી ઘણાં લોક ભેગાં થશે.

રૂખમણી—અનિલાબ્હેન ચાલો ત્યારે જઇ આવીયે. ( ત્રણે જણાં જાય છે. રસ્તામાં જે જે ના પોકાર કરતી સ્ત્રીઓ દોડતી જાય છે.

* * *

ચંચળ—ભાગીરથી, એ દુકાનેથી અત્યારે ઘેર આવતાં સ્હવારનું ખાધું નથી તે ખાઊં ખાઊં કરી રહ્યા હતા. પણ બા દર્શન કર્યા વિના આપણે તો રાંધવાની ચોખ્ખી ના પાડી. આડો દિવસ હોય તોયે હું તો દર્શન નથી ચુકતી તો આતો પવિત્રા-અગીઆરશ ! સ્હવારે દર્શન થયાં નહોતાં; વળી મહારાજ પોતે ઠાકોરજીની સેવા કરવાના છે ! રાંધવાનું તો રોજ છે. બે ઘડી મોડા ખાશે તો શું થઇ જશે એમ ધારી હું તો આવી.

ભાગીરથી—હારતો વળી. દર્શને થાય ને બે વાત. મારા ઘરમાંથી યે કોઇ આવવા દે એમ નથી. પણ હું તો મારી બેન માંદી છે તે જોવા જાઊં છું એમ કહી આવી છું. બે માણસનાં મેં ક્યારે જોઇએ ! પણ બા તારી પેઠે આપણે કાંઇ નીમ રખાય નહી.

ચંચળ—દર્શન કરવાનોયે નીમ ન રખાય કે! અલી, પુરવજનમના પુણ્ય તે આપણાથી એટલું થાય. ઘરની લડવાડમાં ને વેઠમાં આપણે થાકી જઇએ છીએ. નવી પ-ડોશણની માફક આપણાથી હાલ્લાં ડમરાં થઇ ઓરડીમાં ભરાઇ ગમે તે વખતે ઇશવર સંભારાતો નથી. સાજું, બપોરે એ બે ઘડી આડોશીપાડોશી સાથે મળી બે તડાકા ના મારીયે? આમ હુંતો લપટાઈ ગઈ છું ત્યારે મારા મનમાં કે દર્શનનો નીમ રાખું તો ઠીક.

* * *

પારવતી—અલી વાહ લખમી! માહારાજની છબી જોઇને! શી શોભા! ઝીણું બારીક વસ્તર પહેર્યું હતું! ગળામાં કંઠી નાખ્યા હતા! માથું ઓળ્યું હતું! ને અતરની ભભક તો કેટલી મારતી હતી!!

મહાલક્ષ્મી—અલી પારવતી. તું તો ઠાકોરજીનાં દર્શન કરવા આવી હતી કે માહારાજનાં!! જા જા પાપમાં પડે છે.

પારવતી—મેર મુઈ એમાં વળી પાપ શેનું! એવી ડાહી હોય તો કહે જોઇએ, આજ ઠા-કોરજીએ શો શણગાર સજ્યો હતો!

માહલક્ષ્મી—બૈરાં લુગડાં ઘરેણાં પાછળ ગાંડાં તે ખોટું નહી. ઠાકોરજીએ શો શણગાર સજ્યો હતો તે તો મારા ધ્યાનમાં પણ નથી. આપણે તો ભાવથી આવી દર્શન કરીયે તેટલું જ. આપણાં બૈરાંને ધરમનું બરાબર જ્ઞાન નથી એ પેલા હરદા-સબાવા કહેતા હતા તે ખરૂં છે. ત્હને તો અલી દર્શન કરતાંયે નથી આવડતાં!

પારવતી—અલી માહલખમી! તું તો પંડીત થઈ ગઈ લાગે છે! દેવ દર્શન જઇએ, સાંજ સવાર ઘીનો દીવો કરીયે, ભરામણને જમાડીયે, ને અપવાસ કરીયે તે ધરમ. અમે તો બા બીજો ધરમ નથી જાણતાં. વળી દરશન કરવાં એટલે ઠાકોરજીએ શો પોશાક ધર્યો છે, શો શણગાર ધર્યો છે, હીંડોળામાં છે કે કેમ; તે એ ન જોઇએ ત્યારે દરશન શેને કહેવાતાં હશે વારૂ!

* * *

ગંગા—અનિલા! જોયું કે! એક મહારાજને જોવા, અને ઠાકોરજીને બદલે ઘરેણાંલુગડાં જોવા, બીજી પરમેશ્વર રૂપી પતિને ભુખે રાખીને, અને ત્રીજી જુઠું બોલી તેને ઠગીને બે માણસનાં મો જોવા, જનારીઓને લોકો આસ્તિક ગણે છે તેના દાખલા જોઇ લેજે.

અનિલા—માશી! ત્હમારી સાથે આજે આવી ત્યારે આ બધી ખબર પડી. હું તો એમ જાણતીતી કે આ બધી સ્ત્રીઓ તો ખરેખરી ધર્મી હશે. માશી, ત્યારે પૂજા પાઠમાં દીવસ ગાળનારીઓ એવી હશે કે કેમ!

ગંગા—ના અનિલા, એમ છેક તો નહી. ઘણાંકનું ઇશ્વર તરફ મન તો ખરૂં, પણ કાંઈક ડોળ અને કાંઈક બેસમજ. પૂજામાં રૂપાની દીવીઓ, રૂપાનાં વાસણ રાખી માત્ર બીજાને બતાવવા સ્હવારમાં વ્હેલાં પુજા ન કરતા દશ અગીઆર વાગે ઘણાંયે પુજા કરે છે તે તેં નથી જોયાં!

રૂખમણી—ગંગાભાભી, પણ બધસાયબ એતો ખરૂં.-બધ્યું મારૂં મન પણ એવું ખરૂં. ત્હમારા દિયરને શીરસ્તેદારી મળી ત્યારથી લોકોની આવરજાવર બહુ થાય છે. મારે પૂજા કરવાનો વખત પણ એવે જ વખતે છે. કાલેજ તેમને મેં કહ્યું કે "જુઓ હવે તમારી પાસે એ માણસ આવે ને હું આ પીતળનાં વાસણો લઇ પૂજા કરૂં તે ખોટું, મારે ગમે તેમ કરી રૂપાનો પુજાપો કરી આપો " પણ ગંગાભાભી, આજની ત્હમારી વાતથી મને લાગે છે કે ઇશ્વરને સંભારવો તેમાં બીજાને બતાવીને શું કામ? હવે હુ રૂપાના વાસણ નહીં મંગાવું, જે છે તેથી જ ચલાવીશ ને સ્હવારમાં વ્હેલી ઊઠી એકાંતમાં જ પૂજા કરીશ.

ગંગા—વારૂ રૂખમણી, ત્હમારા મનમા વસ્યું તેથી બહુ ખુશી થઇ. આપણે ગમે તે ધરમના હોઇએ, અમુક દેવને માનતાં હોઇએ કે નહી તોપણુ આપણા ઘરમાંનું કામ ન બગાડી નિરાંતનો વખત ખાસ કહાડી તેટલી ઘડી ઇશ્વરનું સ્મરણ કરવું. શ્રદ્ધા એજ મોટી વાત છે.

અનિલા—ગંગાભાભી એ વાત તો ખરી. ગયા શ્રાવણ મહીનામાં આપણે મારા મામાને ત્યાં ગયા હતાં તે વખતે તમે હાથમા પાર્થિવ રાખી સ્તુતિ કરતાં હતાં. મામા કચેરીમાં ગયા હતા, મામી રાંધતાં હતાં, ને વિનોદને મેડીપેથી પડતાં જોયો, તો પણ તમે પુજા કરતાં ઉઠયાં નહી. મામી તમારા ઉપર ચીડાયાં ત્યારે ત્હમે કહ્યું કે પૂજા અધુરી રાખી નહી ઊઠું, જે થશે તે સારૂં જ થશે. તે વિનોદ ત્રીજે માળથી પડયો પણ કાંઈ જ થયુ નહી તે તમારી પૂજાથી ને ત્હમારી નિર્મળ ભક્તિથીજ એમ હવે મ્હને લાગે છે.

ગંગા—ગાંડી છું, એ તો ઇશ્વિરની મરજી હોય એમ થાય. આપણી તે એવી ભક્તિ કયાંથી હોય. એટલુંજ યાદ રાખવાનું કે પાંચ મીનીટ મળે તો તે વખતમાં ગમે ત્યારે શાન્ત ચિત્તે ઇશ્વરને સંભારી આપણી ભુલો સુધારવી. ને ઇશ્વરના કામમાં લુચ્ચાઈ ન કરવી.

રૂખમણી—હા ભાભી. એના કામમાં લુચ્ચાઈ તો થાય છે ખરી. ઠાકોરજીને દીવો કરવો હોય તો ગંધાતુ ઘી ચાલે ને આપણે ખાવાને ચોખું જોઇએ! વળી દર્શન કરવા જઇએ ત્યારે ચપટી ચોખામાં પચાસ મંદીર પતાવાય! ખરે ગંગા ભાભી આજ હું બહુ શીખી છું. ત્હમારા જેવાં વૃદ્ધ માવીતર હોય તો આપણો સંસાર બહુજ સુધરે.

અનિલા—મારી. હું પણ અત્યાર સુધી શનીવારે હરમાનજીને તેલ ચડાવ્યું, મહાદેવ જઈ આવ્યાં અને શિવરાત્રી કે માતાની આઠમ કરી એટલે બસ એમ જાણતી. મારે ત્યાં સવારમાં તો ફાવે એમ નથી માટે રાત્રે સુતી વેળા દસ મીનીટ ઇશ્વરનું ધ્યાન ધરી પછી સુવાનો નિયમ રાખીશ. વારૂ મારી, આજ તો બહુ વાર થઈ વળી કાલ પરમ આવીશ.

ગંગા—વારૂ બેન. આવજે હો. બને તો આવતી રહેજે, તારા માસાને તારા વીના નથી ગમતું ને આજ તો મળી શકી નહી. લે રૂખમણી-કચેરીમાંથી ત્યારે ત્યાં પણ આવ્યા. તું પણ આવજે હો.

રૂખમણી—વારૂ ભાભી. અનિલા, હવે આવે ત્યારે જરૂર બોલાવજે.

સુબન્ધુ.

---

# વાર્તાલહરિ.

## ઉર્મિલા.

### સ્ત્રીલેખ-લખનાર સૌ. ઉર્મિલા.

( ગયા માસથી ચાલુ. )

પ્રબોધે બીજો કાગળ ફોડયો ને વાંચ્યો.

પ્રિય.

વિ. હું ધારૂં છું કે હવે તમે પરીક્ષામાંથી પરવાર્યા હશો તો થોડા દિવસમાં આણી તરફ આવશો એવી આશા રાખું છું. આજ સુધી ધીરજ રાખી પણ હવે નથી રહેતી. અહીં આવી સમરૂપી સ્નેહગાંઠ બાંધી ત્હમારી ઉર્મિલાને મુંબાઇ લઈ જાઓ એજ ઇચ્છું કું મ્હારા હૃદયમાં જે જે ઉર્મિઓ ઉછળી રહી છે તે પત્રદ્વારા બહાર કાઢવા શક્તિમાન નથી. માગશર શુદ ચોથ ગયા પછી નીકળશે. વિશેષ શું લખું.

એજ.

આ બન્ને પત્રો વાંચી પ્રબોધનું હૈયું પીગળ્યું ને અમદાવાદ જવાનો વિચાર કરી પત્ર લખવા બેઠો.

પ્રિયબન્ધુ-ચંદ્ર.

વિ. ત્હારો પત્ર મ્હને મળ્યો. ત્હારા લખ્યા પ્રમાણે વર્તવા મ્હેં નિશ્ચય કર્યો છે ને આવતી કાલ સાંજરે મેલમાં નિકળીશ. મ્હારા આવવાના ખબર તથા જોડેનો પત્ર પહોચાડજે. સર્વ બન્ધુઓને પ્રણામ. રીઝલ્ટ (પરીક્ષાનું પરિણામ) એકવીસમીએ જણાવાનો છે. તે ઉપર હું ત્યાંજ હઇશ. મ્હારી ઓરડી સાફ કરાવી રાખજે. મ્હોટાભાઇને પણ પત્ર લખ્યો છે. સુર્યશંકર સ્ટેશનપર આવશે. હમણાતો બ્હારોબ્હાર ત્યાં જવું પડશે એમ ધારૂં છું. હાલ એજ.

લી

પ્રબોધ.

બન્ને પત્રો ટપાલમાં પડયા ને બન્નેની અસર જુદી જુદી થઈ. કમળાશંકરને પત્ર મળ્યો. પુત્રના આવવાના સમાચાર જાણી પુત્ર વિયોગથી હૃદય ધબકયું ને હર્ષાસુ આવ્યાં. ચંદ્રલક્ષ્મીપર વખતોવખત ખીજવાતો. સુર્યશંકરને સ્ટેશનપર જવા કહ્યુ ઓરડીજ નહી પણ આવે કે તરત દુધ-ચાહ વીગેરે તૈયાર રાખવા નોકરોને વર્ધી આપી. આ ઉપરાંત પ્રબોધચંદ્ર પરીક્ષા આપી ઘણે દીવસે આવતો હોવાથી તેમજ આજ લગ્નનો દીવસ નકી થયો હોવાથી કસાર રાંધવામાં આવ્યો હતો. રસ્તા ઉપર ઘર હોવાથી કમળાશંકર દરેક ગાડીના અવાજે બ્હાર નીકળતો. પણ ગાડી ઉભી ન રહેતાં ચાલી જતી ત્યારે નિરાશ થતો. આખરે એક ગાડી ઉભી રહી ને તેમાથી પ્રબોધચંદ્ર, ચંદ્રશંકર, સુર્યશંકર ને રજનીકાન્ત ઉતર્યા. પ્રબોધ કમળાશંકર તથા ચંદ્રલક્ષ્મીને પગે લાગ્યો. સઘળા બેઠા ને ચ્હાના પ્યાલા નીકળ્યા. રજનીકાન્તે જેવો ચાહનો પ્યાલો ઉપાડયો કે ચંદ્રશંકર બોલી ઉઠયો— રજનીકાન્ત, આ શું ! બ્હેનને સાસરે ચાહ પીવાય કે ?

રજનીકાન્ત—અમારો આજનો સમ્બંધ નથી. ને તેમ છતાં બ્હેનને સાસરે પાણી પણ ન પીયે એવો અમારે ત્યાં રીવાજ નથી સર્વ મિત્રો છુટા પડયા ને પ્રબોધ પોતાની ઓરડીમાં જઇ પલંગપર પડયો. ઉર્મીલા—રીઝલ્ટ વીગેરેના વિચારમાંને વિચારમાં ઉંઘી ગયો ને છેક પાંચ વાગે ઉઠયો. ન્હાઇને તૈયાર થઈ ચંદ્રશંકરના ઘર તરફ ગયો જ્યાં સર્વ તેની રાહ જોતા હતા. ચંદ્રશંકરના ઘરમાં નિચે હીંચકાપર ઉર્મિલાને જોઇ. બન્નેની આંખ મળી, હૃદય અથડાયાં, પણ બોલવાનો અવકાશ નહોતો.

જેવી રીતે પ્રબોધના લગ્નનું શંકરપ્રસાદે કમળાશંકરને ત્યાં કહેવરાવ્યું હતું તેવીજ રીતે રજનીકાન્તના લગ્નનુ સુપ્રભાના બાપે શંકરપ્રસાદને ત્યાં કહેવરાવ્યુ હતું. ચાહપાણી હોવાથી સર્વે સખીઓ ભેગી થઈ હતી.

આજ સોમવાર છે—ગુરૂવારે લગ્ન છે. રજનીકાન્ત તથા પ્રબોધચંદ્રનો રીઝલ્ટ પણ આજ જણાવાનો હતો. ત્રણ વાગ્યા-ચાર-સાડાચાર થયા ને ચંદ્રશંકર તથા રજનીકાન્ત પ્રબોધની ઓરડીમાં દાખલ થયા. તાર ઓફીસમાં આવવા કહ્યુ તેના ઉત્તરમાં પ્રબોધે કહ્યુ

"ના હુંતો નહિ આવું. ત્યાં ગયે શું વિશેષ છે! આવવાનો હશે તો તાર ઘણોયે ઘેર આવશે. નકામુ ત્યાં જઇએ ને નિરાશ થઇએ તો ભાગે પગે આવવું પડે. ત્હેના કરતાં ન જવું એ વધારે સારૂં." આખરે ચંદ્રશંકર ને રજનીકાન્ત એ તાર ઓફીસમાં ગયા. તાર ઓફીસ આગળ છોકરાઓની ભીડ જબરી હતી. સાડાપાંચ છ થયા ને તાર આવવા માંડ્યા તે વખતની માનસિક સ્થિતિ અનુભવ શિવાય સમજાય એમ નથી. પ્રથમ રજનીકાન્તનો તાર આવ્યો–થોડીકવાર બીજાના તાર આવ્યા ને બન્ને મિત્રોને પ્રબોધને માટે ચીન્તા થતી હતી ત્યાં પ્રબોધના નામનો તાર આવ્યો. રજનીકાન્ત ને ચંદ્રશંકર ઉતાવળા ઉતાવળા પ્રબોધને ઘેર ગયા. દાદરે ચડતાં જ ચંદ્રશંકર પ્રબોધને કહેવા લાગ્યો કે-પ્રબોધ તું ને રજનીકાન્ત સેકન્ડ ક્લાસ" આ સાંભળતાં જ હૃદય ઉછળ્યું. આંખમાં આંસુ આવી ગયાં ને ઇશ્વરનો ઉપકાર માની કમળાશંકરને ખબર કરવા ગયો. કમળાશંકર બહુ જ ખુશ થયો. સૂર્યશંકર આ ફેરી પ્રીવીઅસમાં નાપાસ પડયો હતો; પ્રબોધ પાસ થયો ને ઉર્મિલા જેવી સાથે લગન થશે જાણી ચંદ્રલક્ષ્મીના મનમાં બિન્નતા જણાઈ, પણ ઉપરથી આનંદ દર્શાવવો પડયો. આનંદમાં દિવસો ગયા—લગ્ન થયાં-ટીપાર્ટીઓ અપાઇ ને ઉર્મિલાને મુબાઈ જવાનો વખત પાસે આવવા લાગ્યો. ઉર્મિલા સાસરે આવી, ને જવાનો દિવસ નક્કી થયો. કાન્તા—સુપ્રભા સ્ટેશન ઉપર આવવાનાં હતાં. કમળાશંકરને પ્રબોધ મુંબાઈ જાય તે ઠીક લાગતું નહોતુ. પણ પ્રબોધ ચંદ્રલક્ષ્મીનો સ્વભાવ જાણતો હતો. " હું અહીં રહીશ તો પાછી તકરાર થશે. હમણા તો નવે નવું છે એટલે ઠીક, પણ પછી-' પ્હેલાં વહુ ખાતી નથી ને પછી વહુ ધરાતી નથી ' એમ થશે" એવું લાગવાથી જવાનો નિશ્ચય કર્યો હતો.

સ્હાંજના ૭ થયા કે 'આવજો' ' વ્હેલા આવજો ' ' શરીર સમ્ભાળજો ' ' કાગળ લખજો ' એવા શબ્દરૂપી વર્ષાદમાંથી પ્રબોધની ગાડી સ્ટેશન તરફ ઉપડી. એક ગાડીમાં પ્રબોધ સૂર્યશંકર ચંદ્રશંકર ને રજનીકાન્ત હતા ત્યારે બીજી ગાડીમાં ઉર્મિલા કાન્તાને સુપ્રભા હતાં. સ્ટેશન ઉપર આવ્યાં, ટીકીટ–પાસ લેવાયાં, ગાડી આવી, બેઠાં. ગાડી ઉપડતી વખતે ઉર્મિલા કાન્તા ને સુપ્રભાના આંખમાં ઝળઝળીયાં આવ્યાં. કાન્તા બોલી–બ્હેન, શરીર સંભાળજે, પ્રબોધભાઇની આજ્ઞા પાળજે ને એ સુખ આગળ આ વિયોગી બ્હેનને વિસારીશ નહીં. આટલું કહેતાં ત્હેની છાતી ભરાઈ ગઈ. ઉર્મિલા બોલી–બ્હેન હું ત્હમને કોઇને નહી ભુલું ને બરાબર કાગળ લખીશ. ત્હમે આમ કરો છો તો ત્યાં હું એકલી શુ કરીશ.' આખરે ગાડી ઉપડી–નજર પહોંચી ત્યાં સુધી બધાં એક બીજા સ્હામું જોઈ રહ્યાં. ગાઢ પરિચયમાં નહી હોવાથી સ્નેહભર ટુંકી ટુંકી વાતોમાં આનંદ લેતાં અડધાં ઉંઘતાં અડધાં જાગતાં ગ્રાંટરોડ સ્ટેશનપર આવી પહોંચ્યાં. વિક્ટોરીયા મારફતે ઘેર આવી થોડીવારે પ્રબોધ સામાન ખરીદવા બ્હાર નિકળવા જતો હતો ત્યાં ઉર્મિલાએ કહ્યું—હાલ જરા આરામ લો. મારી પાસે ભાતુ છે તે ખાઓ ને પછી સાંજના જજો. પ્રબોધ ખાઇને જરા આડો થયો. ઉર્મિલાએ તે દરમીયાન ઘર વાળી ઝુડી સાફ કર્યું—સામાન ગોઠવ્યો, ને પોતાની પેટીમાંથી રૂપીઆ વીસની નોટ કાઢી પ્રબોધના ગજવામાં મૂકી દીધી. સાંજરે પ્રબોધ બ્હાર ગયો, પણ પૈસા લીધા કે ન લીધા તેનું ભાન ન હોવાથી ગુંજામાં હાથ નાંખતાં નોટ આવી. વિસ્મય પામ્યો પણ ક્યાંથી આવી તે સ્હેજ સમજ્યો. જોયતો સામાન આણ્યો ને નોટની વાત વિસરી ગયો.

આમને આમ કેટલાક દીવસ વીતી ગયા બાદ એક રવીવારની સાંજે ઉર્મિલા ને પ્રબોધ બન્ને અગાશીમાં બેઠા હતાં. બન્નેમાંથી એકે ને ખાવું નહોતું, ચુલા ઉપર ચાહનું પાણી ઉકળતું હતું વાતમાં ને વાતમાં પ્રબોધને પેલુ બંધ પાકીટ સાંભર્યું ને ઉર્મિલાને પેટીમાંથી પાકીટ લઈ આવવા કહ્યું. ઉર્મિલા પાકીટ આપી ચ્હા કરવાનું કહી ચાલી ગઈ. પ્રબોધે પાકીટ ઉઘાડયું તો વરસ દીવસ ઉપર મોકલેલી છબીના જેવીજ નાની છબી હતી. ઘર પણ તેવુંજ હતું, માત્ર છબી પ્રબોધને બદલે ઉર્મિલાની હતી. સાથે સેવીંગ્સબેંકની ચોપડી હતી. પાનું ઉઘાડતાં એક હજાર રૂપીઆનુ ખાતુ દિઠું. પ્રબોધ તો આ સર્વ જોઈ વિચારમાં જ પડી ગયો ત્યાં ઉર્મિલાએ આવી ચાહના પ્યાલા ને રકાબીમાં થોડું ખાવાનું મૂક્યું. 'આ સર્વ શું' એમ જ્યારે પ્રબોધે પૂછયું ત્યારે ઊર્મિલાએ કહ્યું—હમણા તમે ચાહ પીયો પછી નિરાંતે સમજાવીશ. પરવાર્યા પછી ઉર્મિલાએ નીચે પ્રમાણે હકીકત કહી. વ્હાલા-જે વખત મ્હોટાભાઇએ ત્હમને બી. એ. ની પરીક્ષા આપવા ના કહી તે વેળાએ ત્હમે આ' વખત આવશે એમ ધારતા હતા ?! તમે કેટલા નિરાશ થયા હતા તે વાત ચન્દુભાઇએ કાન્તાને કરી હતી. તેજ દીવસે હું કાન્તાને મળવા આવી હતી અને મ્હને ખબર મળી હતી, ને ત્હમારો હમેશનો આનંદિત ચ્હેરો ન જોતાં ખિન્ન ચ્હેરો જોઈ મને મનમાં બહુ લાગી આવ્યું. કાન્તાને ત્યાંથી ઘેર આવ્યા પછી મારી ચોપડીમાંથી તેમજ બીજા મ્હારી પાસે હતા ત્હેમાંથી રૂપીઆ પચીસ પચીસ નનામી રીતે ત્હમને મોકલતી. આ વાત મ્હેં કોઇને કહી નહોતી. વચમાં વડોદરે ગઈ તેથી ત્હમને મોકલી શકી નહિ. તમારૂ ખાતુ સેવીંગ્સ બેંકમાં નથી એની ખાત્રી કરી મારૂ ખાતું ત્હમારા નામનું કરી દીધુ. આટલું કરી તે ચોપડી અને મ્હારી છબીનુ પાકીટ બીજા પાકીટ સાથે ત્હમને મોકલ્યું અને આ પાકીટ ખોલવાની ના કહી હતી."

"વ્હાલી, મ્હને દરરોજ વિચાર થતો હતો કે એ પાકીટ ક્હાંથી-ક્યાંથી આવ્યું હશે, છૂપી મદદ કોણ કરે છે, એનો બદલો શું વાળું ? પણ તેજ તું છે જાણી હું બહુજ આનંદ પામુ છું. મ્હારે માટે આટલું બધું કરવાનુ શું કારણ !"

"ત્હમે મ્હારા હૃદયમાં વાસ કર્યો છે તે. 'એમાં મ્હે વધારે કાંઈ કર્યું નથી. આ સ્થિતિએ આવ્યા તેનું સુખ પણ હુંજ ભોગવવાની છુ ને! તો પછી ત્હમને આ સ્થિતિએ લાવવા. એમ. કરવું તે. કંઇ ફરજ કરતાં. વિશેષ. નથી.. એ. રૂપીઆ. તમારા. જ છે."

"પ્રિય ઉર્મિલા, તારા ઉપકારનો બદલો શી રીતે વાળીશ? " એટલું બોલી હૃદયના ભારથી માથું ઉર્મિલાના ખભે નાખ્યું.

"પ્રબોધ, ગભરાશો નહી. શાન્ત થાઓ—કોનો ઉપકાર ? આપણામાં તફાવત ગણો છે ! મ્હારા સમ—એ વિશે વિચાર જ ન કરો. લો પાણી પીઓ." એમ કહી પાણી પાઇ શાન્ત કર્યો.

પ્રબોધ શાન્ત થયો ને બોલ્યો-ઉર્મિલા, ઇશ્વર આપણો સ્નેહ અખંડીત રાખે. મ્હને લાગે છે કે એ સ્નેહની ગાંઠ બાંધનારને થોડા વખત પછી તું જન્મ આપીશ.

ઉર્મિલાએ સ્મિત કર્યું ને કાંઇક લજ્જાથી બોલીજ નહી.

* * *

બારએક મહીના પછી પ્રબોધ રાજકોટમાં સરકારી નોકરીમાં રહ્યો. આ વખતે તે એમ એ થયો હતો. ઉર્મિલા પણ સાથેજ હતી પણ ઉર્મિલા એકલી નહોતી, કારણ ને પાંચેક મહીનાના છોકરાની ખાતરબરદાસ કરવાની હતી. આ સુખી કુટુમ્બ હજી પણ પોતાનો ખાનગી વખત સાહિત્યમા, દેશ—જનસમાજની સેવામા સુન્દરી આનદ ને સ્નેહમા રહે છે ને પતિપત્ની તથા બાલક સૌને પ્રિય થઇ પડ્યા છે

---

# વર્તમાનરંગ.

## પ્રિયજનનુ અવસાન

વ્હાલા વિદાય લઈ ચાલી ગયાં, ગયા હા '
મૂકી ગયા નયન નિર્મલ આંસુધેર્યાં,
કૂળા, મિઠા જીવન ઝેર ઝીણે ભરાયા,
ને પ્રેમિના હૃદય સૂરત શોકભીના

પ્રિયજનનો વિયોગ, વ્હાલાનુ મૃત્યુ,—એ આ દુનિયામા કેટલો બધો સાધારણ બનાવ છે? અને છતા ત્હેની સમિપતા કેટલી બધી હૃદયભેદક છે?.. વિદ્વાનો અને ફિલસુફોની ગગનવિહારી પાંખો ત્યા બંધ થઈ જાય છે મનુષ્યહૃદયના વજ્રપટ વીંધતી સાક્ષરો અને કવિવરોની દૃષ્ટિ ત્યા મુગ્ધ બની રૂહે છે, ભક્તો અને સતોની જીવનઉદ્ધારક ઉક્તિઓનો પ્રબળ વેગ પણ ત્યા મન્દતા પામે છે! ફિલસુફી, વિદ્વત્તા, અનુભવ અને આત્મજ્ઞાન, એ સર્વ મૃત્યુશૈયા આગળ કેટલા બધા અર્થશૂન્ય, બળહીન લાગે છે? આ મહાન્ મનોવ્યથાનો સર્વ જગતને, વ્હેલોમોડો પણ, પરિચય તો થવાનો જ!—કારણ જીવનની સાથે મૃત્યુ અતિ સુદૃઢ બન્ધનોથી સાંકળાયલું છે અમને કેટલાક વર્ષ ઉપર મરણ એ શુ ત્હેનો વિચાર પણ ન્હોતો, અને કદિ કદિ ત્હેવા વિચારનો આભાસ થઈ આવતો ત્યારે પણ દૂર દેશોમા થતા ધરતીકપની કિંવા મહામારીની કહાણીઓ નિદાંપ અજ્ઞાનતામા આપણે જે બેદરકારીથી સાંભળીએ છીએ, ત્હેને મળતા તે વિચાર હતા. હાલ એ અનુભવ બદલાયો છે! યૌવનની મિઠાશમા વ્હાલાના વિયોગ રૂપી વિપ ભળ્યુ અને જીદગીના પ્રથમાનન્દનો વિકાસ—પ્રીતિ સુખના ઉલ્લાસની લલિત લહરીઓનો હૃદયમા વિલાસ, એ માત્ર સ્વપ્નદર્શન જેવુ જ રહ્યું છે.. પ્રિય વાંચનાર ' ત્હમને કદિ ઈશ્વરેચ્છાથી એ કટુ અનુભવે પોતાના દંશદુ:ખથી દૂર રાખ્યા હોય તો—પ્રેમ અને દયા સ્વરૂપ પરમેશ્વર પાસે એટલું જ માગો કે બાકીનું ત્હમારૂં રહેલું જીવન એવી કડવાશથી મુક્ત કરે

પરન્તુ આપણી આશાઓ અને વૃત્તિઓ ભાવિની ગતિ ઉપર કિંચિત્ પણ અસર કરી શકતી નથી, એ નિર્વિવાદ છે. અને તેથી જ અમારે પણ એક એવા અત્યંત શોકજનક અનુભવનું અહિં સૂચન કરવું પડે છે. અમારી એક લેખક-ભગિનીને, હેમના યૌવન વિકાસના પ્રારંભમાં જ-જીવનયાત્રાના પ્રયાણની શરૂઆતમાં જ, સર્વશક્તિમાન્ પરમાત્માની અકલ ઇચ્છાનુસાર, પ્રિય પતિના સ્નેહસહવાસમાંથી દૂર થવું પડ્યું છે,-પ્રભુપદે ગમન કરનાર પ્રિયતમના ઐહિક અવશેષ રૂપે જ રૂહેવું પડ્યું છે! આવા હૃદયભેદક બનાવની નોંધ લેતાં અમને અતિશય ખેદ થાય એ આશ્ચર્ય જનક નથી; કારણ એ સ્વર્ગસ્થ યુવાનના પ્રીતિમય પરિચયમાં હોવાનો લાભ તો અમને મળી શક્યો ન્હોતો, છતા એમનાં ધર્મપત્નીની લેખિની દ્વારા એમના સ્વદેશપ્રેમી હૃદયની સાથે અમને કાંઈક સંબન્ધ થયો હતો-એમની દેશદાઝભરી વિદ્વત્તાનો સહવાસ અમને મળી શક્યો હતો, એમ અમે માનીએ છીએ: અને તેટલા જ પુરતું, એમના અકાલ મૃત્યુથી ભાષાસાહિત્યને, દેશોદયનાં સાધનોને, અને સ્ત્રીઓની ઉન્નતિના પ્રયત્નને નિઃસંશય હાનિ થઈ છે એમ માનવું અકારણ લાગતું નથી. હવે, પ્રભુ એમના અમરતત્વને પોતાની સમિપમાં રાખો એટલી અમારી નમ્ર સપ્રેમ યાચના છે!

ઈશ્વરના દરબારમાં તો કાંઈ ન્યૂનતા નથી, પરન્તુ અમારા તે પરલોકવાસી બન્ધુની પાછળ રહેલી અર્ધાંગનાને-અમારી લેખક ભગિનીને દિલાસો પણ શું અને કેવો આપવો, એ હૃદયને સુઝતું નથી.

'વ્હાલી બ્હાલાં! મદન કરવું એય છે એક લ્હાણું.'—

અને

'સમ્બન્ધીના મરણ પર્છી, ના સર્વ સમ્બન્ધ તૂટે.'

એ આધ્યાત્મિક કવનો હેમના આચાર અને વિચારમા ઉતારવા હેમને વિનવીએ, તો અમને આશા છે કે એમનું દુઃખભારથી દબાતું અંતર્ કાંઈક શાન્તિ મેળવી શકશે. જીવનમાં દુઃખનો પણ આપણી વિશુદ્ધિને અર્થે મહાન્ હેતુ છે:

'ચળાતી જ્યોત્સ્નાનો મણિમય પ્રીતિપન્થ દીપશે.'

એ કેટલું બધું ખરૂં છે? આપણાં ઉન્નત પ્રયાણ-મૃત્યુનો સુપ્રકાશિત પ્રેમભર્યો ઉજ્વલ પન્થ માત્ર પવિત્ર હૃદય-જીવનોને માટે જ દીપે છે; અને પવિત્ર થવાને જીંદગીની ફુલવાડીમાંથી આપણે પોતપોતાના ક્યારા સાફ કરવા, હેમાંથી કાંટા, કચરો વગેરે આપણે સ્વહસ્તે દૂર કરવું, એ બધું આવશ્યક છે.

